૭ હજાર વૈષ્ણવ કુટુંબમાં ધાર્મિક શિક્ષણ માટે
વંચાતો ગ્રન્થ

# પુષ્ટિમાર્ગોપદેશિકા.

## [ ભાગ, ૧ ]

શ્રીબાલકૃષ્ણશુદ્ધાદ્વૈતમહાસભાએ
પરીક્ષામાં રાખેલો; અનેક
પાઠશાલામાં અભ્યાસક્રમમાં
ચાલતો ગ્રન્થ.

આવૃત્તિ ૪.
શોધિત-વર્ધિત
કુલ પ્રતિ ૮૦૦૦

ચીમનશાસ્ત્રી.
'સાહિત્યભૂષણ' 'શુદ્ધાદ્વૈતરત્ન'

મૂ૦ ૦-૧૨-૦

શ્રીમદાચાર્યચરણા વિજયન્તે।

શ્રીમદ્ગોસ્વામિકુલભૂષણ શ્રીજીવનેશાચાર્યાત્મજ શ્રી ૬
શ્રીરણછોડલાલજી મહારાજશ્રીની આજ્ઞાથી

# પુષ્ટિમાર્ગોપદેશિકા.

## (ભાગ ૧.)

### પ્રથમકક્ષા અને દ્વિતીયકક્ષા.

બાલકો સ્ત્રીઓ અને પુષ્ટિમાર્ગના જિજ્ઞાસુઓ માટે; નિશાળોના ધોરણની પદ્ધતિથી રચવામાં આવેલો સરલ ગ્રન્થ, ઘરબેઠે પુષ્ટિમાર્ગ સમજવાનું ઉત્તમ સાધન.

ગુજરાતી પાંચમા, ઇંગ્રેજી ફર્સ્ટ સ્ટેન્ડર્ડ અને તે પછીના ધોરણના વિદ્યાર્થીઓ ધારણ કરી શકે,

લેખક-પ્રકાશક,

**શાસ્ત્રી, ચીમનલાલ હરિશંકર**

હાલ, સુરત. મોટા મંદિર, } 'સાહિત્યભૂષણ' 'શુદ્ધાદ્વૈતરત્ન.' બોરસદ.

ચતુર્થાવૃત્તિ સુધારા વધારા સાથે ] ન્યો. રૂા. ૦-૧૨-૦ [ પ્રત ૨૦૦૦ સં. ૧૯૮૪ વર્ષારંભ

કોપીરાઇટ લેખક શાસ્ત્રી–ચીમનલાલ હરિશંકરે સ્વાધીન રાખ્યો છે.

## પુસ્તક મળવાનું ઠેકાણું:–

(૧) શાસ્ત્રી ચીમનલાલ હરિશંકર ભટ્ટ, સોનીફળ્યા,
ઓરસદ (જી. ખેડા).

(૨) શાસ્ત્રી ચીમનલાલ હરિશંકર, મોટામંદિર સુરત.

(૩) દેશાઇ લલ્લુભાઇ છગનલાલ. ઠે. રીચીરોડ—ઓફીસમાં. } અમદાવાદ.

(૪) ચુનીલાલ કૃષ્ણારામ પંડિત, (બડામંદિર) ભૂલેશ્વર મુંબઈ.

(૫) પુષ્ટિમાર્ગીય પુસ્તકાલય નડિઆદ. (જી. ખેડા.)

(૬) લાલબાવામંદિર ભૂલેશ્વર, મુંબાઈ.

(૭) પુષ્ટિમાર્ગીય પુસ્તકાલય તુલસીદાસ લલ્લુભાઇ ધંધુકા.

સુરત—ચૌટાના પુલ ઉપર આવેલા "સુરત સિટિ" પ્રિન્ટિંગ
પ્રેસમાં વજેરામ માનસિંહે છાપી.

# મારે કંઈક કહેવું છે.

ઘણા વખતથી એવી માગણી થતી હતી કે ધાર્મિકશિક્ષણ આપવા માટે બાલકના હાથમાં મુકવા લાયક પુષ્ટિમાર્ગીય ગ્રન્થ કયો ? તેવો ગ્રન્થ આપણી પાસે હાજર ન હતો. તેમ જ બાલકોને ધાર્મિક શિક્ષણ આપવાની ઘણી જ આવશ્યકતા છે, એ વાત હરકોઈ કબુલ કરી રહ્યા હતા. કારણ કે શાળામાં કે નિશાળમાં કે સ્કુલમાં ધાર્મિક શિક્ષણનો તદન અભાવ થઈ ગયો છે. સ્કુલમાં તો આજ સુધી હિન્દુસ્થાનમાં કેટલા લોડ થઈ ગયા, તેની વાત શિખવાડશે કે હુમાયુ વિગેરે દેશી રાજાઓની નબલાઈ ભણાવશે, પરંતુ આપણા પરમપૂજ્ય ગુરુચરણોની વાત તો કાને પણ નહિ પડવા દે. પ્રાથમિક માધ્યમિક અને ઉત્તમ એવી ત્રણે પ્રકારની આજની કેળવણી લેઇને નિકળેલા આપણા યુવાનને સ્વધર્મ શું વસ્તુ છે, તેનું ભાન જરાય હોતું નથી. હવે બાકી રહ્યો ગૃહસંસાર, આપણા વૈષ્ણવોના ઘરમાં સેંકડે પંચાણું ટકા એવાં કુટુંબ છે, જેમને બ્રહ્મસંબંધ લીધા છતાં પણ પુષ્ટિમાર્ગ એટલે શું? એનું ભાન નથી હોતું. જો આવા વૈષ્ણવો વિચાર કરે કે મારા ઘરમાં ધાર્મિક શિક્ષણ દાખલ કરવું છે, તો બાલકના હાથમાં ધાર્મિક પુસ્તક કયું મુકવું? તે માટે ભારે મુઝવણ હતી. મને ઘણા વૈષ્ણવો, વિદ્વાનો અને ગો. શ્રીજીવનેશાચાર્યાત્મજ શ્રીરણછોડલાલજીમહારાજ તરફથી, તેમજ એક બે વખત સુરતિસ્થ ગો. શ્રીમદ્વ્રજરત્નલાલજી મહારાજ તરફથી પણ આવી ઢબનું પુસ્તક રચવા માટે સૂચના કરવામાં આવી હતી. એટલે મેં એ કામ કરવા નિશ્ચય કર્યો.

**પ્રથમ મેં નીચે પ્રમાણે મારી કલમ ઉપર કાબુ મેલવ્યો.** પ્રથમ તો મારે પાઠ કેમ રચવા એનો અભ્યાસ કરવો પડયો. સ્વામી સત્યદેવની શિક્ષણકલા, અને અન્ય પ્રોફેસરોનાં શિક્ષણશાસ્ત્ર તથા અલ્હાબાદ યુનિવર્સિટીનું શિક્ષણવિજ્ઞાન વિગેરે વાંચી પાઠો કેમ બનાવવા, તે હું સમજ્યો. ત્યારબાદ મેં ગુજરાતી પહેલી બીજી ત્રીજી ચોથી ચોપડી પુનઃ

જોઇ. પાંચ પુસ્તક સુધી ભણેલા છોકરાને કેમ રુચિ થાય એવો ક્રમ જોયો. ત્યારબાદ ધર્મના પાઠોમાં તે પદ્ધતિ ઉતારવાને ફતેમંદ નિવડયો. કારણ કે ધર્મ સમજાવવો, બાલકની રુચિ કાયમ રાખવી, અને જિજ્ઞાસાવૃત્તિ ઉત્પન્ન કરવી. એ સર્વ જાળવીને કામ કરવું રહ્યું. ટુંકામાં કહીએ તો મારે ધાર્મિક પુસ્તક બાળકના હાથમાં મુકવું છે, છતાં વિષયગૌરવ રાખવું છે. વિષયગૌરવ રાખ્યા છતાં કઠિન ન થઈ જાય, તે જાળવવું છે. સરલ કરતાં વિષયગૌરવ ન જતું રહે. આવો ચારે તરફનો વિચાર કરવો રહ્યો. ઉપરાંત એક ઝીણી દૃષ્ટિ એ રાખવી પડી કે વાર્તાઓ અથવા વૃત્તાન્ત એવાં મુકવાં કે જેમાંથી કંઈ ઉત્તમ અવનવી સામ્પ્રદાયિક સંસ્કૃતિ વાચકના મગજમાં આવે.

આપના હસ્તમાં આ પુષ્ટિમાર્ગોપદેશિકા મુકતા પહેલાં મારે આપને કંઈક કહેવું છે, તે એ કે–આ ગ્રન્થ મેં વિદ્વાનને માટે નથી કર્યો, તેમજ પંડિતંમન્યને માટે નથી કર્યો, પરંતુ જે બાલકોને સ્ત્રીઓને અથવા આ પુષ્ટિમાર્ગ જાણવાની ઇચ્છા હોય તેના હસ્તમાં આ પુસ્તક મુકું છું.

જે પુષ્ટિમાર્ગ ભકિતમાર્ગ છે, જે પુષ્ટિમાર્ગમાં સેવા એ સાધન છે, અને સેવા એ જ ફલ છે. જે પુષ્ટિમાર્ગને નિર્ગુણ ભકિતમાર્ગ તરીખે ઓળખાવીએ છીએ, તે પુષ્ટિમાર્ગના બાલકના મગજમાં પ્રારંભમાં વેદાન્તજ્ઞાન અથવા અન્યમાર્ગના ખંડન મંડન ન સમજાવતાં, ન ઠસાવતાં, ભક્તિમાર્ગ જ સમજાવવા ઉચિત ધાર્યો; કારણ કે સેવા એ જ મારો સ્વધર્મ પુષ્ટિમાર્ગ છે, એવું સમજે. એ આંતર હેતુ હતો.

**ચરિત્રો**—આપણા માર્ગમાં વિદ્વાન્ મહાનુભાવી આચાર્યો થઈ ગયા છે. એ જણાવવાને, તેમ જ સામ્પ્રદાયિક ઇતિહાસ કંઈક દરજે બાલકના ખ્યાલમાં આવે, તે માટે શ્રીગોકુલનાથજી; શ્રીહરિરાયજી; શ્રીદેવકીનન્દજી શ્રીપુરુષોત્તમજી એવાં કેટલાંક સુન્દર ચરિત્ર મુક્યાં છે. જેમાંથી ઇતિહાસ ઉપરાન્ત અનુકરણીય શિક્ષણ મળે. શ્રીદેવકીનન્દનજીને શ્રીગુંસાઇજી **શ્રીકૃષ્ણ: શરણં મમ** ના ઉચ્ચારથી ખેલાવતા હતા. આવી રીતે આજના બાલકોને પણ મા બાપ અષ્ટાક્ષર મંત્રથી ખેલન કરાવે તો સહજ સંસ્કાર પ્રાપ્ત થાય.

આ શિવાય, કુંભનદાસ, કૃષ્ણદાસમેઘન, કૃષ્ણદેવરાજા તથા અંમાં ક્ષત્રિયાણી વિગેરે અનેક ભગવદીયોનાં ચરિત્ર સિદ્ધાન્તમાં લપેટીને એવી ગુંથણી કરી છે કે બાલકને વાતોમાં સિદ્ધાન્તજ્ઞાનનો લાભ થાય.

**વૈષ્ણવતા**—આ સાથે બ્રહ્મસંબંધ શું ? જયશ્રીકૃષ્ણ; અષ્ટાક્ષર; દૈવીજીવન વૈષ્ણવનાં ચિન્હ, વિગેરે પાઠો વ્યવહારિક વૈષ્ણવતાનું શિક્ષણ આપવા માટે ગોઠવવામાં આવ્યા છે. વૈષ્ણવનું લક્ષણ સમજાવાને ૩૯, ૪૦ ૪૧–૪૨ પાઠો મુક્યા છે.

બીજી આવૃત્તિથી બે કક્ષા પાડી છે. પ્રથમ કક્ષામાં વિશ પાઠ છે દ્વિતીય કક્ષામાં ૨૧ થી ૪૭ પાઠ છે. પ્રથમ કક્ષા કરતાં દ્વિતીયકક્ષામાં કંઇક સાધારણ કઠિનાંશ છે. પ્રથમકક્ષા પછી તે સમજાય એવો છે. વધારે આગળ ચાલતાં જરા કોઈ કોઈ પાઠમાં સિદ્ધાન્તનાં છમકલાં કરવાં પડ્યાં છે. જેમકે ધર્મ નામના પુરુષાર્થને સમજાવવા માટે સભાસદ અને ધર્માચાર્યનો સંવાદ રચવો પડ્યો. તેમાં અંતરંગ બહિરંગ ધર્મનું ગૂઢ–સૂક્ષ્મ નિરૂપણ કરવું પડયું છે.

**સ્વરૂપજ્ઞાન**—શ્રીમહાપ્રભુજીનું પ્રાકટ્ય, અને ગુરુનાં લક્ષણ, શ્રીમહાપ્રભુજીનું સ્વરૂપ, શ્રીકૃષ્ણનું સ્વરૂપ, મૂર્તિ, શ્રીયમુનાજીનું સ્વરૂપ; શ્રીભાગવતનું સ્વરૂપ, વિગેરે સિદ્ધાન્તનું સ્વરૂપ સમજાવવા સરલ ભાષામાં પાઠો યોજ્યા.

હવે મારે સારાંશમાં કહેવાનું કે આ માર્ગોપદેશિકા વાંચનારને નીચેના પુસ્તકનો લાભ મળી જશે, તે તે ગ્રન્થોનું જ્ઞાન સારાંશ રૂપે થાય. પુષ્ટિમાર્ગ સમજાવવાને પુષ્ટિપુષ્ટિ વિગેરે ચારે ભેદ ઉપરાંત પુષ્ટિમાર્ગ એટલે શું ? એ પાઠ રચ્યો છે, તે તે પાઠ વાંચી સમજે, અને સરલતાથી મોટા ગ્રન્થ વાંચી શકે. આ પ્રથમ ભાગમાંથી લગભગ ૨૫ ગ્રન્થો સમજવાનો સંભવ છે.

---

| ગ્રન્થ. | પાઠ. | ગ્રન્થ. | પાઠ. |
|---|---|---|---|
| (૧) સિદ્ધાન્તરહસ્ય, | (૨–૩) | (૧૪) મૂર્તિપૂજાવાદ | (૨૦) |
| (૨) સિદ્ધાન્તમુક્તાવલિ | (૫–૩૫) | (૧૫) પુષ્ટિપ્રવાહમર્યાદા | (૨૧) ૩૬–૩૭–૩૮ |
| (૩) શ્રીમહાપ્રભુજીના ચરિત્ર પૈકી કેટલોક ભાગ | (૪–૬–૭–૨૨–૩૧–૩૪) | (૧૬) શિક્ષાશ્લોકી | (૨૨) |
| (૪) સૌન્દર્યપદ્ય | (૭) | (૧૭) ચતુઃશ્લોકી | ૨૩-૨૪-૨૫-૨૬ |
| (૫) અષ્ટાક્ષરમંત્રનિરૂપણ | (૯) | (૧૮) ભક્તિવર્ધિની | (૪૪) |
| (૬) શ્રીગુંસાઇજીના ચરિત્રમાંનો કેટલોક ભાગ | (૧૦) | (૧૯) કામાખ્યદોષવિવરણ | (૩૦) |
| (૭) શ્રીગોકુલનાથજીનુંચરિત્ર | (૧૨) | (૨૦) શ્રીયમુનાષ્ટક | (૩૨) |
| (૮) સ૦ નિબંધની કારિકા ૨૩૦ થી ૨૪૦ | (૧૩) | (૨૧) પ્રાતઃસ્મરણ | (૩૩) |
| (૯) શ્રીહરિરાયજીચરિત્ર | (૧૪) | (૨૨) દયારામભાઇનાં કેટલાંક કાવ્યો | (૩૯–૪૦–૪૨) |
| (૧૦) જયશ્રીકૃષ્ણવાદ | (૧૫) | (૨૩) વિવેકધૈર્યાશ્રય | (૪૧) |
| (૧૧) તુલસીમાલાધારણવાદ | (૧૭) | (૨૪) નવરત્ન | (૪૫) |
| (૧૨) ઊર્ધ્વપુણ્ડ્રમાર્તણ્ડ | (૧૭) | (૨૫) પુષ્ટિમાર્ગનિરૂપણ | (૧) |
| (૧૩) મૂલરૂપનિરૂપણ | (૧૯) | (૨૬) સેવાફલ | (૪૬–૪૭) |

મારે તો આ ગ્રન્થથી કંઈ ઉત્તમ કોટીનું વિદ્વાન્ બનાવી દેવું નથી; મારે તો ફક્ત સમ્પ્રદાયના તરફ અભિરુચિ કરવી છે. આ સમ્પ્રદાયના જન વારંવાર લાયબલ કેસ અને પુષ્ટિમાર્ગનો ઇતિહાસ જેવા અન્યાયથી ભરેલા પુસ્તકો વાંચી ભમી ન જાય અને મારો સંપ્રદાય શુદ્ધ છે એવું સત્ય સમજે, એ આ ગ્રન્થનો આશય છે. જુઠા આક્ષેપો પણ એક વખત આ પુસ્તક વાંચે તો પુનઃ બાલકના હૃદયમાં ઉતરશે જ નહિ.

**ઉપકારસ્મરણ**—હું પ્રથમ તો શ્રીજીવનેશાત્મજ વિદ્યાનુરાગી સામ્પ્રદાયિકગ્રન્થોદ્ધારણ પ્રયત્નાત્મા શ્રીરણછોડલાલજી મહારાજનો ઉપકાર માનું છું. કારણ કે મને આપશ્રીએ આ ગ્રન્થની અંદર અનેક પ્રકારની સહાય કરી છે. વસ્તુતસ્તુ આ ગ્રન્થનો પ્રાદુર્ભાવ જ આપશ્રીની આજ્ઞાથી

અને આપશ્રીના પ્રતાપથી છે, એમ કહેવાને મારૂં મન હર્ષાય છે. શ્રીમદ્દગોસ્વામિકુલભૂષણ વિદ્યાવિલાસી શ્રીમદ્વ્રજરત્નલાલજી મહારાજે મને ઓરસદ સુરત અને પેટલાદ મુકામે આવા ગ્રન્થ માટે આજ્ઞા કરેલી, સૂચનાઓ પણ કરેલી. આપશ્રી સામ્પ્રદાયિક; સિદ્ધાન્ત બાલકોના હૃદયમાં સરલતાથી કેમ વ્યાપ્ત થાય એને માટે સુન્દર યોજનાઓ અમલમાં મુકવાની ઇચ્છા ધરાવે છે. (અત્યારે આપશ્રી શુદ્ધાદ્વૈત મહાસભાદ્વારા અમલમાં મુકી રહ્યા છે). વે. શા. સં. ભગવચ્છાત્રનિષ્ણાત શાસ્ત્રીજી મગનલાલભાઈએ મને નિબંધાનુસારિણી સરણી દર્શાવી હતી. મેં જાણ્યું કે—બાલકને તત્ત્વદીપ જેવો ગ્રન્થ પ્રથમ હાથમાં મુકવે, એથી અરુચિ થશે, એવા ભયથી મેં આપની સૂચના બીજા ભાગ માટે રાખી છે. તેમાં વિષય દર્શાવતાં વખતે કઠીનાંશ થાય તો હરકત નહિ. તે ઉપરાંત પ્રથમ ભાગનું લખાણ જોઈ યોગ્ય સૂચન આપી ઉપકૃત કર્યો છે. સમ્પ્રદાયજ્ઞ રા. તેલીવાલા મૂલચન્દ્રભાઈ તથા મહાશય ધિરૂભાઈ સાંકલીઆએ આ ગ્રન્થ જોઈ 'ધણો સારો ઉપયોગી ગ્રન્થ થશે' એમ આનંદ પ્રદર્શિત કર્યે હતો. વે.—શા—સં. શાસ્ત્રીજી વસંતરામ ભાઈએ બ્લોક આપીને તથા સ્વપત્રદ્વારા પ્રસિદ્ધ કરીને ઉપકૃત કર્યો છે.

---

## દ્વિતીયાવૃત્તિ તૃતીયાવૃત્તિ, અને ચતુર્થાવૃત્તિ માટે.

આ ગ્રન્થ વૈષ્ણવોમાં અધિક પ્રિય થઈ પડયો. એ વાત પ્રત્યક્ષ છે. ચાર માસમાં પ્રથમાવૃત્તિની બે હજાર પ્રતિ જનસમાજે જોત જોતામાં સંગ્રહી લીધી, અને બીજા અનેક પત્રો આવ્યા, કંઈ વાર્તામાં વાંચવા શરૂ કરી, કંઈ મંડળીમાં દાખલ થઈ, કંઈ શાલામાં, અભ્યાસ-ક્રમમાં આલેખાઈ, કોઈએ કુટુંબમાં અને ઘરમાં શિક્ષણ આપવા શરૂ કરી, અને હાલમાં વે. શા. સં. શાસ્ત્રીજી વસંતરામ જણાવે છે કે—**વૈષ્ણવ મહાસભાએ પુષ્ટિમાર્ગોપદેશિકાને પાઠય પુસ્તક તરીકે ચલાવી છે.** કોઇએ સો પ્રતિ મફત વહેંચી, કોઇએ બસો, કોઇએ

ત્રણુસો એમ વિનામૂલ્ય વહેંચાઈ. કારણુ કે અમે વિનામૂલ્ય વહેંચનારને ન્યૂનાધિક ન્યોછાવરની વ્યવસ્થા કરી આપી હતી. આ વાચન પછી મારા ઉપર ગો. બાલકોના, વિદ્વાનોના અને વૈષ્ણુવ વર્ગના એટલા બધા અભિપ્રાય પત્ર આવ્યા છે કે તે અત્ર છાપવા સ્થલ નથી, અને તેમાં જો મારી શ્લાઘા હોય તો તેને સ્પર્શ પણુ ન કરૂં. પરન્તુ પુષ્ટિમાર્ગોપદેશિકા માટે સામાન્ય રીતે અભિપ્રાયોમાં સર્વ સાધારણુ શબ્દો નીચે મુજબ છે.

## સર્વ અભિપ્રાયોનો સાર.

"આ પુસ્તક બરોબર સમયે બહાર પડયું. જે વખતે વૈષ્ણુવો ગૃહશિક્ષણુ દાખલ કરવાને તૈયાર થયા, અને કયા પુસ્તકથી અભ્યાસ કરાવવો? એ પુસ્તકની મુઝવણુમાં હતા તે મુઝવણુ જરૂર આ પુસ્તકે દૂર કરી છે."

"આ પુસ્તક અમારા કુટુંબમાં હમેશ વંચાય છે જેટલો આ ગ્રન્થથી અમે સ્વમાર્ગના જુદા જુદા વિષયો સમજવામાં ફાવી શક્યા તેવા અન્ય ગ્રન્થોથી અમે પ્રવેશ કરી શકતા ન હતા. કારણુ કે તે એક જ વિષય ઉપર એક ગ્રન્થ ભરેલો હોય, અથવા તો કઠિન હોય, અથવા ભાષા જડબાફાડ હોય, અથવા શૈલી સારી ન હોય, તો અમે સાધારણુ ભણેલા વૈષ્ણુવો શી રીતે સમજી શકીએ. આ પુષ્ટિમાર્ગોપદેશિકા તે સર્વ દોષોથી મુક્ત છે, એટલું જ નહિ પરન્તુ કઠિન સિદ્ધાન્તને વાર્તાના રૂપમાં સમજાવી, કોમલ બનાવી કોમલ મગજના બાલકો અવ્યુત્પન્ન સ્ત્રી પુરુષો વાંચી શકે અને રસભેર પૂર્ણુ કરે. સમ્પ્રદાય પણુ સમજે, એવી પદ્ધતિ ગ્રન્થમાં છે. ઉપોદ્ઘાતમાં તમે (આ ગ્રન્થથી સ્વધર્મમાં રુચિ ઉત્પન્ન કરવાની) જે પ્રતિજ્ઞા કરી છે, તે જરૂર સાર્થક થઈ છે." ઇત્યાદિ

જે જે પ્રમાણે સુધારા વધારા કરવાની જરૂર પડી તે બીજી આવૃત્તિમાં કર્યો છે. અને પુરુષાર્થ ચોથો 'મોક્ષ' નામનો પાઠ પણુ સારી સરળ ભાષામાં વધૂ લખ્યો છે.

તૃતીયાવૃત્તિમાં "**ચિન્તા નિવૃત્તિ માટે શું કરશો**" આ પાઠ વધારવામાં આવ્યો છે. કુલ ૪૭ પાઠ થયા છે. આ ગ્રન્થ શ્રી. ભા. શુદ્ધાદ્વૈત મહાસભાની પરીક્ષામાં દાખલ કર્યો છે. પરીક્ષામાં એક એવો પ્રશ્ન હતો કે અત્યારે શ્રીમહાપ્રભુજીના સિદ્ધાન્ત જ્ઞાનનો પ્રચાર કરવા શું કરવું? આના જવાબમાં સેંકડે પચાશ ટકાએ આ પ્રશ્નનું ઉત્તર એ જ આપ્યું હતું કે આવા પુષ્ટિમાર્ગોપદેશિકા જેવા ગ્રન્થ બહાર પ્રકટ કરી વૈષ્ણવોને જ્ઞાનનો લાભ આપવો. આ તૃતીયાવૃત્તિ વખતે વૈષ્ણવો મારી પાસે આનો જ બીજો ભાગ માગે છે. આ ગ્રન્થનો બીજો ભાગ અનેક પ્રકારના આસ્વાદથી ભરેલો થશે, હું તેને માટે ઘણું સારૂં સાહિત્ય ભેગું કરી રહ્યો છું. જ્યારે બહાર પડશે ત્યારે શ્રીમહાપ્રભુજીની કૃપાએ તે સર્વ સાધારણ અને અસાધારણ ઉભયને માન્ય ગ્રન્થ થશે.

**આ ચતુર્થાવૃત્તિ**નું મુદ્રણ ઘણું સારૂં થયું છે. પ્રેસ સારૂં હોય તો સારૂ થાય. પાઠ વિગેરે તૃતીયાવૃત્તિવત્ છે. આ ગ્રન્થ વાંચતી વખતે એક ખાત્રી હૃદયથી રાખવી કે પ્રત્યેક પાઠ કોઈ સંસ્કૃત ગ્રન્થ ટીકાના સારરૂપ હોવાથી પ્રત્યેક પાઠમાં શ્રીમદાચાર્યચરણોની વાણીનો વિનિયોગ કર્યો છે. મારી પ્રાકૃતવાણી કરતાં તે વાણીમાં કંઇક ઓરજ ઓજસ્ હોય છે. માટે પ્રત્યેક પાઠ શ્રદ્ધેય થવામાં તે વાણી જ હેતુભૂત છે.

હાલ—સુરત.
મોટા મંદિર. } ચીમનશાસ્ત્રી.



अनुक्रमाणिक.

૯૩૭૯૫

श्रीनटवरो विजयते ।

# पुष्टिमार्गोपदेशिका.

( भाग १ )

प्रथमकक्षा.

कृष्णसेवापरं वीक्ष्य
दम्भादिरहितं नरम् ।
श्रीभागवततत्त्वज्ञं
भजेज्जिज्ञासुरादरात् ।

( श्रीमहाप्रभुजी )

    

चीमनशास्त्री,
'साहित्यभूषण' 'शुद्धाद्वैतरत्न'

श्रीमान्नवतमातेपद्-मणिवर-भाभांशु-भूषितामूर्तिर्विजयते ।



कथंचित्पाण्डित्यं चेन्न निगमगतिः सापि यदि न
क्रिया सा सापि स्याद्यदि न हरिमार्गे परिचयः ।
यदि स्यात्सोऽपि श्रीमत्पतिरतिर्नैति निखिलै-
रनल्पैः को वा विकलति विना वल्लभवरम् ।

( श्रीप्रभुचरणाः )

श्रीकृष्णाय नमः ।

श्रीगोपीजनवल्लभाय नमः ।

श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ।

# પુષ્ટિમાર્ગોપદેશિકા

## પાઠ ૧—પુષ્ટિમાર્ગ.

---

**ગોવિન્દ**—ગુરુદેવ ! આપણા માર્ગનું નામ શું ?

**ગુરુદેવ**—આપણા માર્ગનું નામ પુષ્ટિમાર્ગ છે.

**ગોવિન્દ**—પુષ્ટિમાર્ગ એટલે શું ?

**ગુરુદેવ**—પુષ્ટિ એટલે ભગવાનની કૃપા, આ કૃપા મેલવવાનો જે માર્ગ તે પુષ્ટિમાર્ગ કહેવાય. જેમાં પરંપરાથી પ્રાપ્ત 'શ્રીહરિના મંત્રનું ઉત્તમ દાન થતું હોય તેને માર્ગ અથવા સમ્પ્રદાય કહેવાય છે.' શ્રીમહાપ્રભુજીએ આ માર્ગનો આપણે માટે પ્રચાર કર્યો.

**ગોવિન્દ**—કેમ વારુ ? પ્રચાર કરવાનું શું કારણ ?

---

( જો ધારણ કરી શકે તો નીચેનાં લક્ષણો કહેવાં. )

પુષ્ટિ એટલે પોષણ. પોષણ એટલે ભગવાનનો અનુગ્રહ. ભગવાનનો અનુગ્રહ એવો તો બલવાન્ છે કે તેને કાલ, કર્મ, સ્વભાવ પણ બાધ ન કરી શકે. જીવની કૃતિથી બની શકે એવાં કર્મ, જ્ઞાન, ભક્તિરૂપ સાધનો શાસ્ત્રમાં કહ્યાં છે; તે આચરવાથી જે મુક્તિ મલે તે મર્યાદા કહેવાય. પરન્તુ તે સાધનની દરકાર વિના જ ભગવાન્ કૃપા કરી પોતાના જ બલથી જીવનો ઉદ્ધાર કરી પોતાની પ્રાપ્તિ કરાવે તે પુષ્ટિ.

**ગુરુદેવ**—પ્રભુને મેલવવાના સર્વ માર્ગો આ કલિયુગમાં નાશ થઈ ગયા, મન્ત્રમાં દેવતા ન રહ્યા; વૈરાગ્ય વિના જ્ઞાન ન થયું; ગંગાદિ તીર્થોમાં દુષ્ટ લોકો વસવા લાગ્યા; *ભક્તિમાર્ગમાં પણ ભજન કરવાની અનુકૂલતા વિના જીવો ભજન કરી શક્યા નહિ, આમ તરવાને એક પણ માર્ગ ન રહ્યો; ત્યારે ભગવાને સાધન વગરના જીવોનો ઉદ્ધાર કરવાને આચાર્ય સ્વરૂપે પધારી પુષ્ટિમાર્ગનો પ્રચાર કર્યો.

**ગોવિન્દ**—ગુરુદેવ ! એ માર્ગ કયાંથી પ્રકટ કર્યો ?

**ગુરુદેવ**— +શાસ્ત્રમાંથી જ પ્રકટ કર્યો. ભગવાને કેવલ કૃપાથી જ કેટલાક જીવોનો ઉદ્ધાર કર્યો છે, અને કરે છે, એવું કાલે રાસપંચાધ્યાયીના વ્યાખ્યાનમાં સાંભલ્યું ન હતું ?

**ગોવિન્દ**—હા ગુરુદેવ ! ગોપીજનો વિગેરે ઘણા ભકતોનો ભગવાને કૃપાથી જ ઉદ્ધાર કર્યો છે.

---

* कलौ भक्त्यादिमार्गा हि दुःसाध्या इति मे मतिः ।

\+ भक्तिमार्गस्य कथनात् पुष्टिरस्तीति निश्चयः ।

ભગવાન્ બે પ્રકારે વરણ કરે છે, મર્યાદા અને પુષ્ટિ. તેમાં સાધનોદ્વારા પોતાની પ્રાપ્તિ કરવાની જો ભગવાન્‌ની ઇચ્છા હોય તો મર્યાદામાં વરણ કરે, અને સાધન વિના પોતાના બલથી જ જો પ્રભુને પોતાની પ્રાપ્તિ કરવાની ઇચ્છા થાય તો પુષ્ટિમાં વરણ કરે છે.

ઉપરના વ્યાખ્યાન ઉપરથી હવે આપણે પુષ્ટિમાર્ગનું લક્ષણ ટુંકામાં સમજી શકીએ છીએ કે, જે માર્ગમાં સર્વસાધન રહિતપણું એટલે નિઃસાધનતા એ જ જ્યાં સાધન છે, જ્યાં ફલરૂપ ભગવાન્ જ પોતે સાધનરૂપ છે, તે પુષ્ટિમાર્ગ છે. જ્યાં લૌકિક અને વૈદિક કાર્ય પણ ભગવાન્‌ની કૃપાથી જ સિદ્ધ થઈ જાય છે. જ્યાં જીવે કરેલા પ્રયત્નો નિષ્ફલ જાય છે; ઉલટું વિઘ્નજ આવે. પરન્તુ પ્રભુના અનુગ્રહથી જ સર્વ સિદ્ધ થાય એ પુષ્ટિમાર્ગ છે. પુષ્ટિમાર્ગમાં ધર્મી ઉપર નિષ્ઠા છે, ધર્મી શ્રીકૃષ્ણ શ્રીગોપીજનવલ્લભ જ છે.

**ગુરુદેવ**—એ જ પુષ્ટિ કહેવાય. જો તું યાદ રાખજે હો. ભગવાન્ દાન કરવાથી નથી મલતા; તપ કરવાથી નથી મલતા; વ્યાખ્યાનથી નથી મલતા; યજ્ઞથી નથી મલતા; એ તો ભગવાન્ જેના ઉપર કૃપા કરી જે જીવનને પોતાનો કરી સ્વીકારે; તે જીવને આપ (ભગવાન્) મલી શકે. આવી રીતે જીવના સર્વ પ્રતિબન્ધો તોડી પોતાની પ્રાપ્તિ કરાવે; તેને આપણે ભગવાને વરણ કર્યું કહીએ છીએ.

**ગોવિન્દ**—ભગવાનની કેવા જીવ ઉપર કૃપા થાય,* અને તેનું વરણ કરે ?

**ગુરુદેવ**—ભાઈ! તેમાં તો પ્રભુની ઇચ્છા પર આધાર છે. પછી ગમે તેવો જીવ હો.

**ગોવિન્દ**—જીવ પાપી હોય તો ભગવાન્ કેમ સ્વીકારે ?

**ગુરુદેવ**—સર્વ સમર્થ પ્રભુ જીવનાં પાપ બાલીને તેને પોતાની પ્રાપ્તિ કરાવે.

**ગોવિન્દ**—જીવમાં જ્ઞાન-ભક્તિ કંઈ પણ સાધન ન હોય તો ?

---

*પ્રભુ વરણ કરે તેમાં જીવની યોગ્યતાનો વિચાર કરતા નથી; પરંતુ પોતાની ઇચ્છાનુસાર વરણ કરે છે. અનુગ્રહ પણ ઇચ્છાને તાબે છે, ઇચ્છા નામની ભગવાનની શક્તિ જ સર્વને નિયમમાં રાખનારી છે, માટે પ્રભુ સાથે સંબંધ થવો એ ઇચ્છાશક્તિને અધીન છે. એ ઇચ્છાથી પ્રભુ સાથે સંબંધ થાય એ જ સાધન છે. સાધનમાં જ ફલભાવ છે. પ્રભુને પ્રકટ કરવામાં દીનતા એજ સાધન છે, પ્રભુની કૃતિમાં તલભાર પણ દોષદૃષ્ટિ પુષ્ટિમાર્ગીય ન કરી શકે, પ્રભુની કૃતિમાં ઉત્તમતા બુદ્ધિ જ રાખે; તે પુષ્ટિમાર્ગીય કહેવાય. બલવાન્ પ્રતિબન્ધોને તોડી સ્વપ્રાપ્તિ કરાવે એ મહાપુષ્ટિ કહેવાય. કાલ કર્મ સ્વભાવ જેવા બલવાન પ્રતિબન્ધો પણ પુષ્ટિ દૂર કરે છે; તેથી તે પુષ્ટિમાર્ગમાં બાધક થતા નથી,

**ગુરુદેવ**—તો પ્રભુ શરણાગત ભક્તને જ્ઞાનનું દાન કરી અજ્ઞાન દૂર કરે. સ્નેહનું પણ દાન કરે, એટલે ભક્તિ પણ થાય. શરણાગત જીવના કોઈપણ સાધનની અપેક્ષા રાખ્યા વિના જ ભગવાન્ પોતાના બળથી જ ઉદ્ધાર કરે; એ તો પુષ્ટિનું–કૃપાનું–માહાત્મ્ય છે.

**ગોવિન્દ**—વાહે ! એ તો બહુ જ સુન્દર માર્ગ કહેવાય. હું તો આજ જ આ પુષ્ટિનું રહસ્ય સમજ્યો.

**ગુરુદેવ**—હજુ બહુ જાણવા જેવી વાતો છે, મને રોજ પુછતો રહેજે એટલે સમજાવીશ.

( આ પાઠ ઉપરથી નીચેના પ્રશ્નોનાં ઉત્તર આવડવાં જોઇએ.)

**પ્રશ્ન.** ( ૧ ) પુષ્ટિમાર્ગ એટલે શું ?
( ૨ ) કોણે પ્રકટ કર્યો ?
( ૩ ) પુષ્ટિમાર્ગ પ્રકટ કરવાની શી જરૂર ?
( ૪ ) પ્રભુ શાથી મળે ?
( ૫ ) પ્રભુ કેવા જીવનું વરણ કરે છે ?
( ૬ ) જીવનું વરણ કરવામાં કારણ કોણ ?

---

વિશ્વરૂપ, દધીચિ, વૃત્ર જેવાને મારનાર ઇન્દ્રનું પણ ભગવાને કૃપાથી જ રક્ષણ કર્યું. દિતિનો ગર્ભ બહુ પ્રકારે ઇન્દ્રે હણ્યો; પણ કૃપાથી જ ન મરાયો. દેવહૂતિની મુક્તિ પણ ભગવાનની કૃપાથી જ થઈ. દેવહૂતિમાં યોગાદિક અને અજામીલમાં નામોચ્ચારનું નિમિત માત્રજ હતું. ( **नामध्यानार्चनादिकं पुरस्कृत्य हरेर्वीर्यं नामादिषु निरूप्यते** ) વિશેષ અનુગ્રહ થાય તો ભગવાન્ પોતાના સ્વરૂપનું દાન કરે છે. આ અનુગ્રહથી દાન કરેલી ભક્તિને આપણે પુષ્ટિભક્તિ કહીએ છીએ. ભક્તિ–સ્નેહ–થાય–એ અનુગ્રહની નીશાની છે. ભક્તિ એટલે સ્નેહ અને તે સ્નેહ પ્રભુ જ અર્પે છે. આ પુષ્ટિ ચાર પ્રકારની છે, (પ્રવાહપુષ્ટિ; મર્યાદાપુષ્ટિ; પુષ્ટિપુષ્ટિ; શુદ્ધપુષ્ટિ;) તેનો વિચાર આગળ કરીશું.

# પાઠ ૨—બ્રહ્મસમ્બન્ધ.

## ( ભાગ—૧ )

ગોવિન્દ બ્રહ્મસમ્બન્ધ લેવાને શ્રીગુરુચરણ પાસે ગયો, શ્રીગુરુચરણે તેને *ઉપવાસ કરવા આજ્ઞા કરી અને બીજે દિવસે આવવા સૂચવ્યું. ગોવિન્દ બહુ જ સમજદાર છોકરો હતો. તેણે તેના ગુરુદેવને પુછયું કે—કૃપાનાથ! મને બ્રહ્મસમ્બન્ધનું રહસ્ય સમજાવો. આ પ્રશ્નથી તેના ગુરુદેવ ઘણા ખુશી થયા અને બ્રહ્મસમ્બન્ધનું રહસ્ય ધીમે ધીમે સરલ શબ્દોમાં સમજાવવા લાગ્યા.

ગોવિન્દ! આ જીવ હજારો વર્ષથી પ્રભુથી વિખૂટો પડયો છે, તેનો સહજ આનંદ પણ સંતાઈ ગયો છે, પ્રભુનાથી જુદો પડયો, પ્રભુપણું ન રહ્યું, પ્રભુના સંબંધને ભૂલી ગયો, સ્ત્રી; પુત્ર; ધન; દેહ વિગેરેને પોતાનાં માની તેમાં અહન્તાથી બંધાયો, પોતે પ્રભુનો સહજ દાસ છે છતાં સેવાધર્મ ભૂલી ગયો, અનેક જન્મ મરણ દુઃખ સહ્યાં, સેવા કરવાની યોગ્યતા પણ ખોઈ બેઠો, જીવની આવી દશા થઈ ગઈ, સ્વભાવથી જ દુષ્ટ જીવ નિર્દોષ પ્રભુ પાસે જવાને અસમર્થ થઈ ગયો.

આ પ્રમાણે સર્વ જીવો પ્રભુનાથી વિખૂટા પડયા છે, પરન્તુ તારા જેવા ભાગ્યશાલી જીવના હૃદયમાં પ્રભુકૃપાથી પ્રભુના વિયોગ સમ્બન્ધી સૂક્ષ્મ અલૌકિક તાપક્લેશ જાગે છે, અને તેને પરિણામે જ બ્રહ્મસમ્બન્ધનો અમૂલ્ય લાભ તેને મલે છે. એવી મહાનુભાવીઓની આજ્ઞા છે. એક વખતે શ્રીમદાચાર્યચરણને

---

***ઉપવાસ**ને દિવસે **ઉપ** એટલે સમીપ **વાસ** એટલે રહેવું, પ્રભુની સમીપ રહેવું, એ ઉપવાસનો ઉદ્દેશ છે. ફલાહાર વિગેરે વિધેય છે.

ચિન્તા થઈ કે—આ કલિયુગના દોષથી ભરેલા જીવોનો નિર્દોષ ભગવાન્ કેવી રીતે સ્વીકાર કરશે! આ ચિન્તા દૂર કરવાને સાક્ષાદ્ ભગવાને શ્રાવણ માસની શુકલ એકાદશીને રોજ મધ્ય-રાત્રીએ પ્રકટ થઈ શ્રીમદાચાર્યચરણને બ્રહ્મસમ્બન્ધનો મહામન્ત્ર આપ્યો, અને કહ્યું કે આ મહામન્ત્રથી તમે જીવને શરણે લો. આ મંત્રથી જ જીવના સર્વ દોષો દૂર થઈ જશે, તેવા શુદ્ધ જીવનો હું સ્વીકાર કરીશ', વિગેરે કહી ભગવાન્ અન્તર્ધાન થઈ ગયા.

ગોવિન્દ! તું જાણે છે કે જીવ પ્રભુનો સહજ દાસ છે; તેથી સેવા એ તેનો ધર્મ છે. બ્રહ્મસમ્બન્ધથી તારા સર્વ જાતના દોષો દૂર થવાથી તારો સેવામાં અધિકાર થશે. શ્રીગુરુદેવ તને હાથમાં તુલસીપત્ર આપી મહામંત્રદ્વારા તારો દેહ મન ધન સ્ત્રી ઘર ઈન્દ્રિય વિગેરે સર્વ પ્રભુને અર્પણ કરાવશે, આ આત્મનિવેદન કહેવાય, આ આત્મનિવેદન કર્યું ત્યારથી જે તું તારૂં માને છે તે સર્વ પ્રભુનું થશે. તારા આ લોક અને પરલોક સમ્બન્ધિ સર્વ ઉપર પ્રભુની સત્તા જ રહેશે; અને તેથી સર્વ સમર્થ પ્રભુને તારી ચિન્તા રહેશે, પ્રભુ જ તારા સર્વ અર્પણ કરેલા પદાર્થોને નિર્દોષ કરશે, અને સર્વ નિર્દોષ પદાર્થોથી તું વ્યવહાર કરીશ એટલે તને કલિના દોષો બાધ નહિ કરે.

**ગોવિન્દ**—દયાલો! આત્મનિવેદનમાં પ્રભુના સમ્બન્ધથી સર્વદોષ દૂર થઈ જાય, પણ રોજ નવા નવા પદાર્થના ઉપ-યોગથી નવા દોષો ઉભા થાય તેનું શું કરવું?

**ગુરુદેવ**—ગોવિન્દ! તેને માટે જોને આપણા સમ્પ્રદાયમાં કેવો રીવાજ છે? આપણે કોઇ પણ વસ્તુ પ્રભુને અર્પણ કર્યા વિના લેતા જ નથી, એટલે દરેક વસ્તુ પ્રભુને અર્પણ કરવાથી પ્રભુ તેના દોષો દૂર જ કરે. જોને; ગંગાજીમાં હજારો

ગટરનું પાણી ચાલ્યું જાય છે; પણ ગંગાજી તેને શુદ્ધ કરી ગંગાજલ બનાવી દે છે; તેમ પ્રભુ પણ પોતાના સંબંધથી સર્વપદાર્થ નિર્દોષ બનાવી દે છે. આજે બ્રહ્મસંબંધમાં જે પંચાક્ષર મહામંત્ર આવે તેને યાદ રાખજે, પછી તને મહામંત્ર મુખપાઠ કરાવીશું; તું તેનો હંમેશાં જપ કરજે. હજુ બ્રહ્મસંબંધમાં કેટલીક જાણવા જેવી બાબત છે; તે કાલે તું બ્રહ્મસંબંધ લેઇશ ત્યાર પછી કહીશું.

પ્રશ્નો. (૧) જીવ ભગવાનથી વિખૂટો પડવાથી થતાં દુઃખો કહો.

(૨) કોને બ્રહ્મસમ્બન્ધનો લાભ મલે છે ?

(૩) મહામન્ત્ર કોણે ક્યારે શા કારણ માટે કહ્યો ?

(૪) બ્રહ્મસમ્બન્ધ લેવાથી શું થાય ?

(૫) નવા દોષો ન લાગે તેનો ઉપાય ?



શ્રીગોવર્ધનનાથજી અને શ્રીમહાચાર્યચરણનો સમાગમ.

# પાઠ—૩ બ્રહ્મસમ્બન્ધ.

## ( ભાગ ૨ )

---

**બ્રહ્મસમ્બન્ધ લીધા પછી ગોવિન્દે ગુરુદેવને નીચેના પ્રશ્ન પુછ્યા.**

**શિષ્ય**—આપણે જે બ્રહ્મસંબંધ લેઇએ છીએ તેમાં સાક્ષાત્ ભગવાન્ સાથે જ (સમ્યક્—સારો—બંધ) ન છૂટે એવો સંબંધ થાય છે. ત્યાં ભાગવત્સંબંધ નામ ન રાખતાં બ્રહ્મ-સંબંધ નામ કેમ રાખ્યું ?

***ગુરુદેવ**—વેદાન્તમાં ભગવાનને બ્રહ્મ કહે છે, સ્મૃતિમાં પરમાત્મા કહે છે, ભાગવતમાં ભગવાન્ કહે છે. વસ્તુતસ્તુ બ્રહ્મસંબંધદ્વારા ભગવાન્નો જ સંબંધ થાય છે. પરન્તુ બ્રહ્મસંબંધ કહેવાનો આશય સાંભળો; જેમ બ્રહ્મ સર્વત્ર વિદ્યમાન છે—સર્વ તુલ્ય છે, તેવી રીતે નિવેદન કરવામાં પણ સમાનતા જ રાખે છે, એટલે અંગીકાર કરવામાં જીવના કરેલા પાપપુણ્યનો વિચાર ન કરતાં સરખી રીતે જ અંગીકાર કરે છે, આ અંગીકાર કર્યા પછી ભગવાન્ સાથે ન છૂટે એવો સંબંધ થાય છે. આ એક કારણ સમજ્યા ?

**શિષ્ય**—હા કૃપાનાથ.

**ગુરુદેવ**—બીજું રહસ્ય સાંભળો. અક્ષરબ્રહ્મ કરતાં ભગવાન્ પુરુષોત્તમ ઉત્તમ છે, એમ ગીતાજીમાં કહ્યું છે. અક્ષર બ્રહ્મ

---

*બ્રહ્મ એ શબ્દનાં ત્રણ પ્રકારનાં રહસ્ય આ પાઠમાં દર્શાવ્યાં છે. તે સિદ્ધાન્તરહસ્યની સંસ્કૃત ટીકામાંથી લીધાં છે.

એ પુરુષોત્તમના સ્થાનરૂપ છે. જેમ કોઈના ધામ-સ્થાનમાં જઇએ ત્યારે ધામી મળે, એટલે તેમાં રહેનાર મળે; તેમ આ બ્રહ્મના સંબંધથી ભગવાન્ પણ પ્રાપ્ત થશે. આ બ્રહ્મસંબંધ અધિકારરૂપી પ્રથમ પગથીઉ છે. જો બ્રહ્મસંબંધથી ભગવાન્‌નો સંબંધ થઈ જાય તો પછી હવે વૈષ્ણવને સેવા કરવાનું, ઉપદેશ ગ્રહણ કરવાનું કારણ ન રહે. બ્રહ્મસંબંધથી સેવા કરવાનો અધિકાર થાય, અને સેવાથી પ્રભુ મળે. આ ભક્તને આ બ્રહ્મસંબંધદ્વારા જ પ્રભુપ્રાપ્તિ થશે. અન્યદ્વારા નહિ થાય, એ સૂચવવાને બ્રહ્મસંબંધ શબ્દ રાખ્યો છે. આ બીજો આશય સમજ્યા ?

**શિષ્ય**—હા. કૃપાનાથ ! બ્રહ્મસંબંધ પ્રભુપ્રાપ્તિમાં પ્રથમ પગથીઆ રૂપ છે, એ આશય બહુ જ સુન્દર છે. ત્યારે સેવામાર્ગસંબંધ નામ કેમ ન રાખ્યું ?

**ગુરુદેવ**—સાંભળો; હવે એ ત્રીજો આશય કહું છું. બ્રહ્મ-શબ્દને સ્થાને સેવામાર્ગસંબંધ લખ્યું હોત તો (સેવાનો અધિકાર આપનાર) એવો અર્થ થાત, પરન્તુ બ્રહ્મસંબંધ શબ્દથી આપણે સમજીએ છીએ કે-જેમ અગ્નિના સંબંધથી સર્વ બળી જાય છે, તેમ બ્રહ્મના સંબંધથી જીવના સર્વ પાપ બળી શુદ્ધ થાય છે. બ્રહ્મનો-ભગવાન્‌નો-સંબંધ કરવાને એટલે સેવા વિગેરે કરવાને શુદ્ધ બને છે, એ બ્રહ્મશબ્દમાં જ સ્વારસ્ય છે.

**શિષ્ય**—તે દોષોને સમજાવવા કૃપા કરશો.

**ગુરુદેવ**—સાંભળો. દોષો પાંચ પ્રકારના છે. સહજ, (જીવની સાથે જ ઉત્પન્ન થતા દોષો,) દેશથી થતા; કાલથી થતા; સંયોગથી અને સ્પર્શથી થતા; આ પાંચપ્રકારના દોષો છે, તે દોષો લોક અને વેદ એમ બન્નેમાં બતાવવામાં આવ્યા છે.

*પ્રભુનો સંબંધ થતાં આ પાંચે પ્રકારના દોષો દૂર થઈ જાય છે. ગમે તેટલા અનર્થ હોય પણ પ્રભુ જ ભક્તના અનર્થને શાન્ત કરે છે. '†પ્રભુની ભક્તિ પ્રભુનિષ્ઠ ભક્ત અંત્યજને પણ પવિત્ર કરે છે.'

**શિષ્ય**—કૃપાનાથ ! આજે બ્રહ્મસંબંધનું રહસ્ય સમજ્યો. આ સર્વ દોષો બ્રહ્મસંબંધ વખતે દૂર થાય; પરન્તુ નવા થાય તેને માટે શું કરવું ?

**ગુરુદેવ**—દરેક વસ્તુ પ્રભુને અર્પણ કરીને જ લેવી. પ્રભુને અર્પણ કરવામાં પ્રભુના સુખનો વિચાર કરવો. નિબંધમાં આત્મક્લિષ્ટ, લોકક્લિષ્ટ અને ચિત્તક્લિષ્ટ આ ત્રણ પ્રકારના ક્લિષ્ટપદાર્થો અર્પણ કરવાની શ્રીમદાચાર્યચરણે મના કરી છે. ( સ. નિ. કા. ૨૪૮ ) લોકનિષિદ્ધ કે શાસ્ત્રનિષિદ્ધ વસ્તુ પ્રભુને ધરાવવી નહિ. આહારશુદ્ધિથી સત્ત્વશુદ્ધિ થાય છે, અને સત્ત્વશુદ્ધિ થતાં પ્રભુની સ્મૃતિ થાય છે.

બ્રહ્મસમ્બન્ધ લીધા પછી વૈષ્ણવે કેવી રીતે રહેવું, તેને માટે તમને દૃષ્ટાન્ત આપું છું. નારાયણદાસ કરી સિન્ધના રાજાના કારભારી હતા, તેમની ઉપર રાજાની કફા મરજી થઈ, પ્રધાનપદ ખુંચી લેઈ પચાશ લાખ રૂપીઆ દંડ ફરમાવ્યો. આ દંડ દરરોજ પાંચ હજાર ભરી વસુલ કરવો અને જ્યારે પાંચ હજાર ન ભરાય તે દિવસે પાંચશો કોરડા મારવાનો હુકમ કર્યો. હુકમ થયા બાદ દરરોજ નિયમિત નારાયણદાસ રૂપિયા ભરતા હતા, એક વખતે બે માણસે (બ્રાહ્મણવૈષ્ણવે) કન્યાનાં લગ્ન કરવાને

---

* अनर्थोपशमं साक्षाद् भक्तियोगमधोक्षजे ॥

† भक्तिः पुनाति मन्निष्ठा श्वपाकानपि........

કેદમાં રૂપીયાની માગણી કરી; એટલામાં જ પાંચ હજાર ભરવાની થેલી આવી, દયાલુ શુદ્ધ વૈષ્ણવે દયા વિચારી. દુઃખ સહન કરીને પણ પરોપકાર કરવાની વૃત્તિ તો વૈષ્ણવજનમાં હોય છે જ. નારાયણદાસે તે વૈષ્ણવને પૈસાની થેલી આપી દેઈ આજે તે દિવસના પાંચસો કોરડા ખાવા વિચાર કર્યો. રાજાએ તો દરરોજના નિયમ પ્રમાણે તજવીજ કરતાં રૂપિયા પાંચ હજાર ભરાયા નથી; એમ માલૂમ પડતાં જ નારાયણદાસને પોતાની પાસે બોલાવ્યા.

**રાજા**—કેમ રૂપીયા ભરાયા નથી ?

**નારાયણદાસ**—રૂપીયા તો આવ્યા હતા, પણ મારો ધર્મ હતો કે મારા ગુરુભાઈની મારે ભીડ દૂર કરવી જોઈએ માટે મેં મારા ગુરુભાઈને આપી દીધા અને મેં ફટકા ખાવા વિચાર રાખ્યો છે.

**રાજા**—તમે કયો ધર્મ પાળો છો ?

**નારાયણદાસ**—વૈષ્ણવધર્મ પાલું છું.

**રાજા**—તમારા ગુરુ કોણ છે ?

**નારાયણદાસ**—મારા ગુરુવર્ય શ્રીમદ્વલ્લભાચાર્યજી છે. જ્યારથી મેં મારા ગુરુ શ્રીમદ્વલ્લભાચાર્યજીને કર્યા છે, અને જ્યારથી હું બ્રહ્મસમ્બન્ધી છું, ત્યારથી હું મારો દેહ, પૈસો ઘરબાર સર્વ ભગવાનનું માનું છું. મેં ગુરુ કર્યા પછી એક પાઈ પણ ખાધી નથી, તેમ આપને તથા બીજા પ્રાણીને નુકસાન કર્યું નથી, મેં ગુરુ કર્યા પહેલાં જેટલાં પાપ કર્યાં હશે, તેને ભગવાને (બ્રહ્મસમ્બન્ધ વખતે) નિવૃત્ત કર્યાં, તેથી હવે મારા મનમાં કોઈ જાતનો અંદેશો નથી, આ દેહ હવે મારો નથી, ભગવનૂનો છે. તે ભગવદીયો માટે દુઃખ સહન કરે એમાં

નવાઈ નથી, મેં દેહ ભગવાનને સોંપ્યો પછી તેની દરકાર ભગવાનને હોવી જોઈએ. ભગવાનની ઇચ્છા તેને ફટકા મરાવવાની હશે તો તે ફટકા ખમશે, એમાં મારો હક નથી રાજાથી આરંભી સર્વ પ્રાણી માત્ર પ્રભુની આજ્ઞાને અધીન રહે છે, માટે તમે ફટકા મારશો તે પણ પ્રભુના હુકમથી જ મારશો. મારા અને તમારા હૃદયમાં એક જ પ્રભુ નિયન્ત્રણ કરી રહ્યા છે, મારે માટે ફટકા ખાવાનું તે પ્રભુએ નિશ્ચય કર્યું હશે તો તેમાં મારે જરા પણ દિલગીર થવાનું કારણ નથી. મારા ગુરુવર્યે મને કહ્યું છે કે, જે બને તે સર્વ જીવના કલ્યાણ માટે જ બને છે. ત્રિદુઃખ સહન કરવું એ ધૈર્ય છે. વૈષ્ણવજનને તો ત્રણે પ્રકારના દુઃખ સહન કરે જ છુટકો. મારા ગુરુજીની આજ્ઞા મુજબ હું વર્ત્યો છું. માટે આપ ભલે કોરડા મારો.

આ વૈષ્ણવજનનું ઓજસ્વિ વચન સાંભળી રાજા ખુશ થઈ ગયો. રાજાના હૃદયમાં આ વૈષ્ણવજનના ઉચ્ચ આચરણની અને શુદ્ધ તપની અનહદ અસર થઈ રાજા આવા શુદ્ધાચરણીને ગુન્હેગાર કેમ ઠેરવી શકે ! રાજાનું હૃદય પીંગળી ગયું, રાજા તો આદરપૂર્વક સત્કાર આપી પોતાના રાજ્યમાં આવા ઉત્તમ આત્મયોગી વૈષ્ણવો વસે છે જાણી મગરૂર થયો, અને પુનઃ નારાયણદાસને જ કારભાર સોંપ્યો.

પ્રશ્નો (૧) બ્રહ્મસમ્બન્ધ લીધા પછી વૈષ્ણવે કેવું હૃદય રાખવું ?

(૨) દોષોનું વર્ણન કરો.

(૩) બ્રહ્મસમ્બન્ધમાં 'બ્રહ્મ' શબ્દનું શું રહસ્ય છે ?

---

# પાઠ ૪—શ્રીમહાપ્રભુજીનું પ્રાકટ્ય.

આપણા પુષ્ટિમાર્ગનું પ્રાકટ્ય કરનાર શ્રીમદાચાર્ય શ્રીવલ્લભાચાર્યજીને સમ્પ્રદાયમાં શ્રીમહાપ્રભુજી અથવા શ્રીમદાચાર્યચરણના નામથી ઓલખીએ છીએ. શ્રીમદાચાર્યચરણનું પ્રાકટ્ય સંવત્ ૧૫૩૫ ચૈત્ર કૃષ્ણ ૧૧ ના રોજ ચંપારણ્યમાં થયું છે. તે પહેલાં આપ નિત્યલીલામાં શ્રીગોપીજનવલ્લભ પાસે બિરાજતા હતા. શ્રીગોકુલાધીશ પ્રભુની એવી ઇચ્છા થઇ કે–જે માર્ગ શ્રીગોપીજન જેવા ભકતોએ પ્રકટ કરી બતાવ્યો છે; તેવા શુદ્ધ પુષ્ટિમાર્ગનો પ્રચાર કરવો છે, અને શ્રીમદ્ભાગવતનો ગૂઢ આશયપ્રકટ કરવો છે, કે જેથી નિઃસાધન દૈવ જીવનો ઉદ્ધાર થાય. આ શ્રીમદ્ભાગવતનો ગૂઢાર્થ* પ્રકટ કરી પુષ્ટિ-ર્ગને સ્થાપન કરવાનું સામર્થ્ય કોનું છે ? તેનો વિચાર કરતાં પોતાના મુખારવિન્દરૂપ શ્રીમહાપ્રભુજીનામાં તે સામર્થ્ય જોયું, અને શ્રીમહાપ્રભુજીને પુષ્ટિમાર્ગ પ્રકટ કરવાની અને શ્રીભાગવતના ગૂઢાર્થને પ્રકટ કરવાની આજ્ઞા આપી. શ્રીમદાચાર્યચરણે પ્રભુના આશયને સમજીને ભૂતલ ઉપર પધરાવવાનો નિશ્ચય કર્યો.

**ભગવાનને પ્રકટ થવાને શુદ્ધ કુલ જોઇએ. પરમભાગ્યવાનને ત્યાં ભગવાનનો આવિર્ભાવ થાય. શ્રીમદાચાર્યચરણનો અવતાર પણ શુદ્ધ કુલમાં જ થયો છે.**

---

***અર્થં તસ્યાં વિવેચિતું ન હિ વિભુઃ વૈશ્વાનરાદ્વાક્પતેઃ । (શ્રીસુબોધિનીજી)**

શ્રીમહાપ્રભુજીના પૂર્વજો સોમયાજી હતા. શ્રીયજ્ઞનારાયણભટ્ટથી આરંભી શ્રીલક્ષ્મણભટ્ટ સુધીમાં સો સોમયાગ થયા હતા. ભગવાને સો સોમયાગ પુરા થયા બાદ શ્રીમદાચાર્યચરણ પહેલાં છઠ્ઠી પેઢીએ થએલા શ્રીયજ્ઞનારાયણ દીક્ષિતને તેમના વંશમાં અવતાર લેવાનું વચન આપ્યું હતું. આ પ્રમાણે શ્રીલક્ષ્મણભટ્ટજી સુધીમાં સો સોમયાગ પુરા થતાં સોમયાગથી શુદ્ધ પવિત્ર કુલમાં ભગવાને પ્રકટ થવાનો નિશ્ચય કર્યો.

શ્રીલક્ષ્મણભટ્ટજી વિદ્યાનગરના રાજપુરોહિત સુશર્મા બ્રાહ્મણની શ્રીઇલ્લમાગારૂ નામની કન્યાને પરણ્યા હતા. તે ઘણો વખત કાશીમાં જ રહેતા હતા. ત્યાં ઉપદ્રવ થવાથી આપનાં ધર્મપત્ની શ્રીઇલ્લમાગારૂજીને લેઈને કાશીથી બહાર નીકળી ગયા. માર્ગમાં ચંપારણ્ય આગળ (સાપ્તમાસિક) ગર્ભનો શ્રાવ થયો. આ ગર્ભને મૃત જાણી એક શમીવૃક્ષ (શમડાના ઝાડ) આગળ મુકી શમીવૃક્ષની છાલથી ઢાંકી આગલ ચાલતા થયા, અને પાસેના સ્થાનમાં વિશ્રામ લેઈ કાશી પધાર્યા. તે સમયે ભગવાને આજ્ઞા કરી કે 'હું તમારે ત્યાં પ્રકટ થયો છું, મને શમીવૃક્ષ આગલ મુકી ચાલ્યા ન જાઓ'. આજ્ઞા શ્રવણ કરી પાછાં આવતાં શમીવૃક્ષ આગલ અગ્નિના મંડલ વચ્ચે રમતા એક સુન્દર બાલકનું દર્શન કર્યું, બાલકને દેખતાં જ શ્રીઇલ્લમાગારૂજીને સ્તનમાંથી દુધની ધારાઓ વહેવા લાગી. શ્રીઇલ્લમાગારૂજીએ કહ્યું 'આ મારો પુત્ર છે,' ત્યારે શ્રીલક્ષ્મણભટ્ટજીએ કહ્યું કે—જો તમારો પુત્ર હશે તો તમોને આ અગ્નિ માર્ગ આપશે.' આ શબ્દ સાંભળી અગ્નિએ માર્ગ આપ્યો, એટલે ઘણા જ હર્ષથી શ્રીઇલ્લમાગારૂજીએ ગોદમાં લઈ સ્તનપાન કરાવ્યું, અને પુત્રને લેઈ કાશી તરફ પધાર્યા.

આ પ્રમાણે શ્રીકૃષ્ણાવતારની માફક મનુષ્યાવતાર ધારણ કર્યે છતાં શ્રીમદાચાર્યચરણ અપ્રાકૃતધર્મવાલા છે. દૈવીજીવોનો ઉદ્ધાર કરવાને આપનું પ્રાકટ્ય છે; તેથી વેદ, ગીતા, સૂત્ર અને ભાગવતની એકવાક્યતા કરી સર્વમાં ભક્તિમાર્ગનું રહસ્ય દર્શાવ્યું. આપના સ્વરૂપનો વિચાર સાતમા પાઠમાં છે.

આ ચંપારણ્યમાં જવાને માટે સુરતથી ટાપ્ટીવેલી લાઇનમાં થઈ અમલનેર; અમલનેરથી ભુસાવલ; ભુસાવલથી નાગપોર; નાગપોરથી રાયપુર અને રાયપુરથી રાજીમ થઈને ત્રણ ચાર ગાઉની મજલ કરવાથી ચંપારણ્યમાં જવાય છે. ચંપારણ્યમાં શ્રીમહાપ્રભુજીની બેઠક છે.

શ્રીમહાપ્રભુજીના પૂર્વ વંશમાં નીચે પ્રમાણે સો સોમયાગ થયા હતા.

| | | |
|---|---|---|
| શ્રીયજ્ઞનારાયણ દીક્ષિતે | .... | ૩૧ સોમયજ્ઞ કર્યા. |
| શ્રીગંગાધર દીક્ષિતે | .... | ૨૭ સોમયજ્ઞ કર્યા. |
| શ્રીગણપતિ દીક્ષિતે | .... | ૩૨ સોમયજ્ઞ કર્યા. |
| શ્રીવલ્લભ દીક્ષિતે | .... | ૫ સોમયજ્ઞ કર્યા. |
| શ્રીલક્ષ્મણભટ્ટજીએ | .... | ૫ સોમયજ્ઞ કર્યા. |

શ્રીમહાપ્રભુજી(શ્રીવલ્લભાચાર્યજી)ભગવન્મુખારવિન્દાવતાર.

ઉપર પ્રમાણે આપના પ્રાકટ્યનો વિચાર કર્યો, સ્વરૂપનો વિચાર અને ચરિત્રનું વર્ણન આગલ કરીશું.

પ્રશ્ન—(૧) શ્રીમદાચાર્યચરણનું પ્રાકટ્ય ક્યાં થયું ?
(૨) શ્રીમહાપ્રભુજીનું જ પ્રાકટ્ય થવામાં શું કારણ ?
(૩) શ્રીમહાપ્રભુજીના પૂર્વવંશનું વર્ણન કરો.

---

# પાઠ—૫ સેવા.

વૈષ્ણવો ! આપણો મુખ્ય ધર્મ સેવા છે. સેવારૂપી મુખ્ય ધર્મ ન સમજે તે વૈષ્ણવ ન જ કહેવાય, માટે તમારા આગળ હું સેવા સમ્બન્ધિ વ્યાખ્યાન કરવા ઇચ્છા રાખું છું, તે ધ્યાન દઈ સાંભળજો. વૈષ્ણવો ! આપણે આત્મનિવેદન કર્યું છે; ત્યારથી જ આપણે સેવા કરવાનો અધિકાર થયો છે; એવું બીજા પાઠમાં સમજી ગયા. જીવ માત્ર ભગવાનનો અંશ છે, માટે ભગવાન્‌ની સેવા કરવી; એ તેનો મુખ્ય ધર્મ છે. સર્વભાવથી,—સર્વત્ર પ્રભુ છે—એવા ભાવથી—ભગવાન્ શ્રીકૃષ્ણચન્દ્રને સેવવા, એ જ આપણો ધર્મ છે. આપણને પ્રભુએ સર્જ્યા; આપણે આપણા સર્જનારને સેવવા જોઈએ. શ્રીમહાપ્રભુજીની આજ્ઞા છે કે ‘જીવનો કોઈ પણ દેશમાં કે કોઈ પણ કાળમાં સેવા વિના બીજો ધર્મ જ નથી. સેવા વિના અન્ય ધર્મ જો જીવ કરે તો દુઃખી જ થાય’ **સેવા એટલે ભક્તિ, “चेतस्तत्प्रवणं सेवा.” ભગવાન્‌માં મન પરોવવું, તે ભક્તિનું લક્ષણ છે,** એ જ ભક્તિ મહાપુરુષાર્થ છે. ભક્તિથી જ ભગવાન્ વશ થાય છે.

એ સેવા ત્રણ પ્રકારની છે, તનુજા, વિત્તજા, અને માનસી. તનુજા વિત્તજા સેવા સાધનસેવા છે, આ સાધનસેવા કરવાથી ફલરૂપ માનસી સેવા સિદ્ધ થાય છે. માનસી સેવાથી સેવાનાં ત્રણ ફલ પૈકી અધિકાર પ્રમાણે કોઈ પણ ફલ મળે છે. સાયુજ્ય; સેવોપયોગી દેહ, અથવા અલૌકિક સામર્થ્ય, આ ત્રણ સેવાનાં ફલ છે. જેનું વિવેચન સેવાફલ નામના પાઠમાં કરીશું. સેવા કરતાં કરતાં વચમાં સંસારનાં સર્વ દુઃખ દૂર થઈ જાય છે, અને બ્રહ્મનું જ્ઞાન થાય છે. જેમ ગંગાજીનો પ્રવાહ, સમુદ્ર તરફ અવિચ્છિન્ન રીતે વહ્યા કરે છે, કોઈ પણ સ્થલે અટકતો નથી, તેમ મનનો પ્રવાહ—ગતિ—પ્રભુ તરફ અવિચ્છિન્ન રીતે વહ્યા કરે, તેનું નામ માનસી સેવા છે, નિર્ગુણ ભક્તિ છે.

આપણી સેવા આધિદૈવિકી (ઉત્તમોત્તમ) થાય, ફલોન્મુખ (પ્રભુપ્રાપ્તિરૂપી ફલ આપવાને તૈયાર) થાય, એ હેતુથી શ્રીમહાપ્રભુજીએ આપણને અન્તઃકરણપ્રબોધ, વિવેકધૈર્યાશ્રય, જલભેદ, પંચપદ્ય, ભક્તિવર્ધિની વિગેરે ગ્રન્થોદ્વારા જે જે ઉપદેશો આપ્યા છે, ત આપણે સમજવા, અને તે ઉપદેશને જીવનમાં ઉતારી જો સેવા કરવામાં આવે તો આપણી સેવા આધિદૈવિકી બને, આજકાલ પોતાના ઘરમાં સેવા પધરાવે છે, પરન્તુ સેવામાં વિવેકધૈર્યાદિનું કેવી રીતે રક્ષણ કરવું, તેનું જ્ઞાન નહિ હોવાથી સેવામાં પ્રતિબંધ આવે છે. માટે સેવા કરનારે આ ગ્રન્થોની સંસ્કૃત ટીકાઓ વાંચવી–સાંભળવી, અને સેવા કરવી.

આવું ઉત્તમ ફળ મેળવવા માટે તમોને મન થતું હશે, જો એવું ફલ જોઈતું હોય તો તમે દયાલુ પ્રભુની તનથી સેવા કરો, વિત્તજા સેવા કરો. આમ કરતાં પ્રભુમાં એવું મન જોડાઈ જશે કે પ્રભુ વિના તમને જરા પણ નહિ રોચે, માટે તમારાં દરેક અંગ પ્રભુની સેવામાં જોડો *તનુજા એટલે તનથી થતી સેવા, તે સેવા પોતે જ કરવી. તનુજા સેવાપ્રકાર શ્રીમહાપ્રભુજીએ દર્શાવ્યો છે. સેવાના પ્રકારનું અને ભગવત્સ્વરૂપનું આપણને જ્ઞાન હોવું જોઈએ. આ તનુજા સેવા સાથે વિત્તજા સેવા કરો, વિત્ત એટલે દ્રવ્ય. પ્રભુને માટે જે દ્રવ્ય–વસ્તુમાત્ર–વપરાય એ વિત્તજા સેવા છે. સમ્પ્રદાયમાં વિત્તજા સેવા બે રીતે થાય છે, એક શ્રીઠાકુરજીની સેવામાં જે દ્રવ્ય વપરાય તેને વિત્તજા કહે છે. સામ્પ્રદાયિક ગ્રન્થ સાહિત્યને માટે દ્રવ્ય આપવામાં આવે તે પણ વિત્તજા સેવા જ કહેવાય. આપણે આત્મનિવેદન કરતી વખતે આપણું સર્વ પ્રભુને સોંપ્યું, એ દ્રવ્યને મોજશોખ કે કુમાર્ગે જો વાપરીએ તો જરૂર પ્રભુના ચોર થઈએ, વિવાહ વિગેરે પ્રસંગમાં ફૂલાઈ જઈ માન મેલવવાની દુરાશાથી ખોટો ખર્ચ આપણાથી

*त- जा—स वै मनः कृष्णपदारविन्दयोर्वचांसि वैकुण्ठगुणानुवर्णने ।
करौ हरेर्मन्दिरमार्जनादिषु श्रुतिश्चकाराच्युतसत्कथोदये ।
[स्कं. ९-अ-४.]

ન જ થાય. આપણે પ્રભુ કે ગુરુની આજ્ઞાથી આવશ્યક જ દ્રવ્ય વાપરી શકીએ. જે લોકો દ્રવ્ય (પગાર) આપી સેવા કરાવે છે; તેમને મારે કહેવું જોઇએ કે એવી ભાડુતી સેવાથી માનસી સેવા સિદ્ધ નહિ જ થાય. સેવા તો આપણે હાથે જ કરવી જોઇએ. એક રાજાની પુત્રીને સાસરે વળાવતી વખતે સો દાસીઓ સાથે આપી હતી, પરન્તુ તે પુત્રી તો પોતાને હાથે જ સેવા કરતી હતી, પોતાના પ્રભુની સેવા બીજા પાસે ન કરાવતાં હાથે જ કરતી. આ સાથે નામ-સેવાની પણ જરૂર છે. સેવાના બાકીના વખતમાં પ્રભુના સ્વરૂપને સમજાવનારા ગ્રન્થો વાંચવા. શ્રીકુંભનદાસને શ્રીગુંસાઈજીએ પુછ્યું, કે 'તમારે કેટલા પુત્ર છે,' કુંભનદાસે કહ્યું કે 'મારે દોઢ પુત્ર છે.' નામસેવા ને રૂપસેવા બન્ને સેવા કરનાર ચતુર્ભુજદાસ આખો પુત્ર છે. અને કૃષ્ણદાસ એક સેવા કરનાર હોવાથી અર્ધ પુત્ર છે. જે બન્ને સેવા કરે તે જ ખરો પુત્ર કહેવાય. પ્રભુની સેવા સાથે નામસેવા કરવી જોઇએ. જે લોકો ભગવાનની લીલા બતાવનારા શ્રીભાગવતસુબોધિની વિગેરે ગ્રન્થોનું મનન કર્યા કરે છે, તેમનો પણ પ્રભુમાં ઉત્તમ નિરોધ થાય છે. એવું મહાનુભાવી શ્રીહરિરાયચરણનું કહેવું છે. સેવામાં અથવા કથામાં જેમની આસક્તિ છે, તેમનો કદાપિ નાશ નથી; એવું શ્રીમહાપ્રભુજીનું વચનામૃત છે. **सेवायां वा कथायां वा यस्यासक्तिर्दृढा भवेत्।**

આવી રીતે તનુજા અને વિત્તજા સેવા કરતાં માનસી સેવા સિદ્ધ થાય છે, તે માનસી સેવામાં અલૌકિક સામર્થ્ય, સાયુજ્ય અને સેવોપયોગી દેહ; આ ત્રણ ફલ મલે છે, તેનો આગલ વિચાર કરીશું.

પ્રશ્ન (૧) આપણો ધર્મ કયો ?
(૨) તનુજા વિત્તજા અને માનસી સેવાનું લક્ષણ કહો.
(૩) નામસેવા વિના સ્વરૂપસેવા કરે તો ?

# પાઠ—૬ ગુરુનાં લક્ષણ.

એક વખત શ્રીમદાચાર્યચરણે ગહ્વરવનમાં કૃષ્ણકુંડ ઉપર મુકામ કર્યો. ત્યાં ભાગવત સપ્તાહ કરી. વનચર્યા જોતાં રસ્તામાં એક અજગરને કીડીઓથી ફોલી ખવાતો જોયો; આપે શ્રીઠાકુરજીનું ચરણોદક છાંટયું, તેથી અજગર અને કીડીઓ બન્નેની મુક્તિ થઇ. આ અજગરની દશા જોઈ આપને બહુ જ ખેદ થયો, દામોદરદાસે પુછ્યું, 'આપ કેમ ઉદાસ છો?' આપે કહ્યું કે આ અજગર પૂર્વજન્મમાં વૃન્દાવનમાં એક મહન્ત હતો, તેણે ઘણા સેવકો કરી પુષ્કલ દ્રવ્ય લીધું. પછી તે દ્રવ્ય ભગવત્કાર્યમાં કે પરોપકારમાં ન ખર્ચતાં જ્ઞાતિવૈભવ અને મોજશોખમાં ખર્ચ્યું. એનો વૈભવ અને મોજશોખ જોઈ સેવકો પણ મોજશોખમાં પડી ગયા. દેહાન્ત થતાં મહન્ત અજગર થયો; અને તેને શિષ્યોએ કીડીરૂપે થઈ ફોલી ખાધો. આ કીડીઓ કહે છે કે—અમને સેવક કરી શા માટે ખરાબ કર્યા? અમારા ધનને ભગવત્કાર્યમાં કેમ ન રોકયું? આ પ્રમાણે મહન્ત અને સેવકોની ગતિ થઇ. તેથી દરેક ગુરુએ જાણવું જોઇએ કે પોતાના શિષ્યોનું કલ્યાણ કરવાની શક્તિ ન હોય અને પોતાનું અન્તઃકરણ

*આ પાઠમાં શ્રીમદાચાર્યચરણે સ્વમુખથી અચાર્યલક્ષણ કહ્યાં છે, તે તરફ ખાસ ધ્યાન ખેંચવું.

ભગવાન્‌માં પરોવાયલું ન હોય તો શિષ્યો ન કરવા. સેવકોનું ધન ભગવદ્વિનિયોગમાં ન કરે તો આ દશા થાય.

દામોદર! ગુરુ કેવા હોવા જોઈએ તે સાંભલ.

*'કૃપાલુ; કોઈ પણ પ્રાણીનો દ્રોહ ન કરનાર, ક્ષમાવાલા; સત્યરૂપી બલવાલા, ઇર્ષ્યારહિત, સુખદુઃખમાં સમાન ચિત્તવાલા, સર્વનો ઉપકાર કરનાર, કામદોષથી જેમની બુદ્ધિ બગડી નથી એવા, ઇન્દ્રિયોને વશ રાખનાર, કોમલ ચિત્તવાલા, પવિત્રાચાર, દ્રવ્યાસક્તિરહિત, લૌકિક ઇચ્છારહિત, મિતભોજી, શાન્ત સ્વધર્મમાં સ્થિર, અન્યાશ્રય નહિ કરનાર, ઉન્મત્તતારહિત, ગભીર, ધૈર્યવાન્, શોક મોહ ક્ષુધાદિકને જીતનાર, માનની ઇચ્છા ન રાખે, પણ માન તો આપે, જ્ઞાન આપે, સર્વમાં મૈત્રી, દયા રાખે, કવિ હોય,' એવા ગુણો ગુરુમાં હોવા જોઈએ.

'ગુરુ; શબ્દબ્રહ્મમાં પારંગત થઈ શિષ્યોના સંશયોને તોડે, પરબ્રહ્મ અપરોક્ષ (પ્રત્યક્ષ) અનુભવવાળા થઈ શિષ્યોના મનમાં પોતાનો બોધ સ્થિર કરે, એવા શાન્ત ગુરુને જોઇને શિષ્યોએ શરણે જવું.'

આ પ્રમાણે શ્રીમદાચાર્યચરણનું વચન સાંભળી સર્વ વૈષ્ણવો ઘણા જ ખુશી થયા.

---

* कृपालुरकृतद्रोहस्तितिक्षुः सर्वदेहिनाम् । सत्यसारोनवद्यात्मा समः सर्वोपकारकः ॥ २९ ॥ कामैरहतधीर्दान्तो मृदुः शुचिरकिञ्चनः । अनीहो मितभुक् शान्तः स्थिरो मच्छरणो मुनिः ॥ ३० ॥ अप्रमत्तो गभीरात्मा धृतिमान् जितषड्गुणः अमानी मानदः कल्पो मैत्रः कारुणिकः कविः ॥ ३१॥ तस्माद्गुरुं प्रपद्येत जिज्ञासुः श्रेयमुत्तमम् । शाब्दे परे च निष्णातं ब्रह्मण्युपशमाश्रयम् ।

## ગુરુનાં લક્ષણ.

* આ સર્વ વાર્તાનો સાર ખેંચી શ્રીમહાચાર્યચરણે નિબંધમાં ગુરુનાં ચાર લક્ષણ લખ્યાં. ( ૧ ) સેવાનો ઉપદેશ કરનાર પુષ્ટિમાર્ગીય આચાર્યે સેવા કરવી, જો સેવા ન કરે. તો ગુરુની યોગ્યતા ન રહે. સેવા શ્રીગોપીજનવલ્લભની જ કરે, અન્યાશ્રય ન કરે. (૨) સેવામાં પણ દંભ વિગેરે ન કરે. ગુરુ તો દંભથી મુક્ત જ હોવા જોઇએ. + દંભ, ગર્વ, અભિમાન, ક્રોધ, કઠોરતા અને અજ્ઞાન આ છ આસુરી સંપત્તિથી તો ગુરુ દૂર જ હોય. (૩) નર–પુરુષાર્થ–સિદ્ધ કરે. (૪) શ્રીભાગવતના તત્ત્વને જાણનાર, આવા ચાર લક્ષણયુક્ત ગુરુને જોઈને જિજ્ઞાસુ શિષ્યે વિનયપૂર્વક ગુરુને શરણે જવું. આ પ્રમાણે શ્રીઆચાર્યચરણે સ્વમુખથી આચાર્યલક્ષણ કહ્યું.

પોતાના ગુરુમાં જો પૂર્વોક્ત ગુણો શુદ્ધ ચિત્તે નિરખીએ તો જરૂર આપણને ચારે લક્ષણનો અનુભવ થાય. તમે નિયમિત થાઓ કે ગુરુ પોતાના ગામમાં પધારે ત્યારે દરરોજ દર્શન કરવા જવું.

ગુરુના વ્યાખ્યાનમાં અથવા ગુરુના કથાપ્રસંગમાં આપણો એક દિવસ પણ ન પડે. પોતાના ગામમાં ગુરુનાં વચનામૃત થાય એવી યોજના કરવી જોઈએ.

શ્રીપુરુષોત્તમજી તથા શ્રીહરિરાયજી વિગેરે સર્વલક્ષણ-યુક્ત આચાર્યપદ શ્રીમહાપ્રભુજીનામાં અર્પે છે.

**પ્રશ્ન**—(૧) શ્રીમહાપ્રભુજીએ કહેલાં ગુરુનાં લક્ષણ કહો.

(૨) પોતાનામાં ઉદ્ધાર કરવાનું સામર્થ્ય ન હોય અને જે શિષ્યો કરે તો શું થાય ?

---

* कृष्णसेवापरं वीक्ष्य दम्भादिरहितं नरम् ।
श्रीभागवततत्त्वज्ञं भजेज्जिज्ञासुरादरात् ॥ निबन्ध—स. नि.

\+ दम्भो दर्पोऽभिमानश्च क्रोधः पारुष्यमेव च ।
अज्ञानं चाभिजातस्य पार्थ सम्पदमासुरीम् ॥ गी० अ०१६–४

# પાઠ—૭ શ્રીમદાચાર્યચરણ.

## ( સ્વરૂપવિચાર )

---

*શ્રીમહાપ્રભુજીનું સ્વરૂપ સમજવું કઠીન છે. પ્રભુકૃપાથી જ તે સમજાય છે. અધર્મને દૂર કરી ધર્મનું સ્થાપન કરવા અને લીલાદ્વારા ભકતોનો—નિઃસાધન જીવોનો—નિરોધ કરી ઉદ્ધાર કરવા ભગવાન્ પ્રકટ થાય છે, જ્યારે પૃથ્વી ઉપર મિથ્યાવાદથી શુદ્ધ બ્રહ્મવાદ ગુપ્ત થયો ત્યારે વેદના શુદ્ધ અર્થ કરી મિથ્યાવાદાદિકને દૂર કરી શુદ્ધ અદ્વૈતને (બ્રહ્મવાદને) દર્શાવવા, અને ભક્તિમાર્ગનું સ્થાપન કરી દૈવી જીવોનો ઉદ્ધાર કરવાને શ્રીમહાપ્રભુજી સ્વરૂપે ભગવાન્ પ્રકટ થયા.

શ્રીમદ્ભાગવતનો અર્થ ઘણાઓએ કર્યો; પણ સાક્ષાદ્ વ્યાસ ભગવાન્‌ને પ્રિય લાગે એવો ન હતો, ગૂઢ અર્થ પ્રકટ કરવાનું સામર્થ્ય શ્રીમહાપ્રભુજી વિના બીજામાં ન દેખવાથી આનન્દમય સ્વરૂપ પોતાના મુખારવિન્દરૂપ શ્રીમદાચાર્યચરણને પ્રકટ કર્યા. કારણ કે ગૂઢાર્થનો ઉપદેશ કરવાને વાણીના સ્થાનરૂપ મુખારવિન્દની જરૂર હોવાથી આપ ભગવાનના મુખારવિન્દ સ્વરૂપે પ્રકટ થયા; તેથી શ્રીમહાપ્રભુજી ભગવાનના **મુખાવતાર** કહેવાય છે.

'ભગવાનના મુખમાંથી અગ્નિ થયો છે, એવું શાસ્ત્રમાં છે.' આધિદૈવિક અગ્નિનું સ્થાન ભગવાન્‌નું મુખારવિન્દ છે. નિઃસાધન

---

*આપનાં નામ ગુણ અને સ્વરૂપ અનુક્રમે શ્રીસર્વોત્તમજી શ્રીસ્ફુરત્કૃષ્ણપ્રેમામૃત અને શ્રીવલ્લભાષ્ટકમાં વર્ણવ્યાં છે.

જીવોના દરેક દોષ બાળી પોતાને શરણે લેઇ પ્રભુને પ્રિય ભકતો બનાવવા અગ્નિની જરૂર હતી. તે દોષ બાળી શુદ્ધ કરવાને માટે આપ ઉત્તમ દેવરૂપ ભગવાનના મુખારવિન્દમાં રહેનાર આધિદૈવિક અગ્નિસ્વરૂપે પ્રકટ થયા છે; શરણે આવેલા જીવોના સર્વ દોષો બાળીને શુદ્ધ કરી દે છે. માટે આપશ્રીને **વૈશ્વાનર** એવા નામથી ભગવદીયો કહે છે. × શ્રીમદાચાર્યચરણે પણ પોતાને પોતાના લેખોમાં વૈશ્વાનર તરીકે ઓળખાવ્યા છે.

*શ્રીહરિરાયજી કહે છે કે—ભગવાનને સ્વરૂપથી લીલાદ્વારા ઉદ્ધાર કરવાની ઇચ્છા ન હતી; પરન્તુ ઉપદેશ દ્વારા જીવોનો ઉદ્ધાર કરવાની ઇચ્છા હોવાથી પ્રાકૃત (સાધારણ) માણસ જેવો

ધારણ કરી આપ શ્રીમદાચાર્ય સ્વરૂપે અત્ર પધાર્યા, આપનો આકાર પ્રાકૃત મનુષ્યના જેવો છતાં આપ સાક્ષાત્ શ્રીકૃષ્ણચન્દ્રરૂપ છે; આ વાત આપના અલૌકિક ચરિત્રથી જ ભગવદીયો જાણી ગયા હતા. અને તેવું આપનું અલૌકિક ગૂઢ સ્વરૂપ શ્રીગુંસાઇજીએ શ્રીસર્વોત્તમજી, શ્રીવલ્લભાષ્ટક, અને શ્રીસ્ફુરત્કૃષ્ણપ્રેમામૃતમાં દર્શાવી દીધું છે.

---

+कृष्णनामसहस्रस्य ऋषिरग्निर्निरूपितः। अग्निश्चकार तत्त्वार्थदीपं भागवते महत्। ( निबन्धे ) अतोऽग्निना मया सर्वतः० ( भाष्ये, अ० २-२-२१ ) शेषव्यासाग्निमारुतः। ( जलभेदे )

अर्थं तस्य विवेचितुं न हि विभुर्वैश्वानराद्वाक्पतेरन्यस्तत्र विधाय मानुषतनुं मां व्यासवत् श्रीपतिः। दत्त्वाज्ञां च कृपावलोकनपटुर्यस्माददतोहं मुदा गूढार्थं प्रकटीकरोमि बहुधा व्यासस्य विष्णोः प्रियम्। ( प्र० स्क० श्रीसुबोधिनी, ) आचार्यं मां विजानीयात् (भा०)। आत्मानं वैश्वानरमुपासते। (छां० उ०)। इन्दिराया नलिनीमन्दिराया वल्लभो वसुदेवः। मुखादग्निरजायत। ब्राह्मणोस्य मुखमासीत्।

*( અન્તઃકરણપ્રબોધની કારિકાટીકામાં. )

શ્રીગુંસાઈજી આજ્ઞા કરે છે કે–નિત્યલીલાના રમણ સમયે ભગવાને પોતાનું ઉત્તમોત્તમ ભાવાત્મકસૌન્દર્ય પ્રિયમાં (શ્રીમહાપ્રભુજીમાં) પધરાવ્યું, શ્રીસ્વામિનીજીએ પણ પોતાનું ભાવસૌન્દર્ય પ્રિયમાં (શ્રીમહાપ્રભુજીમાં) પધરાવ્યું. આ વખતે શ્રીમદાચાર્યજી નિત્યલીલામાં પ્રભુની દરેક લીલાનો અનુભવ કરતા, પ્રભુની લીલાનો અનુભવ કરનાર સાક્ષી તરીકે આપ બિરાજતા, આવી રીતે સર્વ લીલાનો અનુભવ કરનારા શ્રીમદાચાર્યચરણે આપણને લીલાનું રહસ્ય શ્રીસુબોધિનીજીદ્વારા સમજાવ્યું; એનાથી વધારે દૈવજીવનું અહોભાગ્ય શું હોઈ શકે ?

આપણે શ્રીમદાચાર્યચરણના સ્વરૂપનો નિરન્તર વિચાર કરીએ તો શ્રીમહાપ્રભુજી હૃદયમાં પધારે અને તે દ્વારા આપની ગૂઢ વાણી સમજાય. પ્રભુનો સમ્બન્ધ પણ શ્રીમદાચાર્યચરણની કૃપાથી જ થાય છે. હંમેશાં તુલસીમાલામાં શ્રીમદાચાર્યચરણનું ધ્યાન કરવું. *શ્રીગુંસાઈજીથી આરંભી સર્વ શ્રીગોસ્વામિબાલકો શ્રીમહાપ્રભુજીના જ આશ્રયથી જીવોનો ઉદ્ધાર કરવાનું સામર્થ્ય પ્રાપ્ત કરે છે. અને તે જ પ્રકારે શ્રીગુંસાઇજી શ્રીગોકુલનાથજી વિગેરે પોતપોતાના ગ્રન્થોમાં શ્રીમહાપ્રભુજીનો જ દૃઢાશ્રય કરવા આજ્ઞા કરે છે.

શ્રીમહાપ્રભુજીનું પ્રાકટ્ય ભૂતલ ઉપર ન થયું હત તો આ દૈવી સૃષ્ટિને શ્રીવ્રજાધીશ શ્રીકૃષ્ણપ્રભુની પ્રાપ્તિ ન થતાં સૃષ્ટિ વ્યર્થ થઇ જાત. પ્રેમની પરાકાષ્ઠારૂપ નિર્ગુણ પુષ્ટિભક્તિનું દર્શન ન થાત, શુદ્ધ બ્રહ્મવાદનું સ્વરૂપ ન સમજાત, શ્રીમદ્ભાગવતના ગૂઢ તત્ત્વનું ભાન થાત નહિ; અને નિઃસાધન જીવોને માટે આ બ્રહ્મસંબંધમંત્ર પણ ન મળત.

*જુઓ સ્વરૂપતારતમ્ય

આ સર્વ શ્રીમહાપ્રભુજીએ પ્રકટ થઈ સિદ્ધ કર્યું. અને આપે સર્વ સામાન્ય શરણમાર્ગ સ્થાપ્યો, જેમાં ઉદ્ધારલાયક સર્વ જીવોનો અધિકાર છે, અને સર્વ દેશ અને સર્વ કાલમાં તે આચરી શકાય છે, કલિયુગમાં તેનાથી જ ઉદ્ધાર છે.

**પ્રશ્ન.**—૧ શ્રીમહાપ્રભુજીનું પ્રાકટ્ય શા માટે?
૨ શ્રીમહાપ્રભુજીને ભગવન્મુખાવતાર કેમ કહેવાય?
૩ શ્રીમહાપ્રભુજી વૈશ્વાનર નામથી કેમ પ્રસિદ્ધ થયા?
૪ શ્રીમહાપ્રભુજીએ મનુષ્યાકૃતિ કેમ ધારણ કરી?
૫ શ્રીમહાપ્રભુજી નિત્ય લીલામાં કેવી રીતે બિરાજતા?
૬ શ્રીમહાપ્રભુજી પ્રકટ ન થયા હત તો શું નુકસાન થાત?

---

## श्रीमहाप्रभुजीनुं मंगलाचरण.

---

**सौन्दर्यं निजहृद्गतं प्रकटितं स्त्रीगूढभावात्मकं**
**पुंरूपं च पुनस्तदन्तरगतं प्रावीविशत्स्वप्रिये।**
**संश्लिष्टावुभयोर्बभौ रसमयः कृष्णो हि तत्साक्षिकं**
**रूपं तत्त्रितयात्मकं परमभिध्येयं सदा वल्लभम् ॥ १ ॥**

# પાઠ—૮ ભક્તિવશતા.

## ( રાગ; ધનાશ્રી અથવા યથારુચિ. )

[illegible] થાય, દયાનિધિ ભક્તિ થકી વશ થાય,
ભવભંજનની ભક્તિ કર્યાથી, જન્મમરણ ભય જાય.—દયા૦ ૧

વિદ્યાનિધિ મોટા મુનિ છોડી, પશુ ગજ માટે ધાય;
દુર્યોધનભોજન તજી રુચિથી, શાક વિદુર ઘર ખાય.—દયા૦ ૨

જેના મુખપ્રસાદ કણ સારૂં, બ્રહ્માદિક લલચાય,
શૂદ્રસ્ત્રી ભિલ્લીનાં બોરાં, લેતાં તે ન લજાય.—દયા૦ ૩

જે પર છત્ર ધરી પ્રેમથી, અમર છત્રપતિ રાય;
તે ગિરિછત્ર ધરી સ્થિર કરમાં, ભજે ગોપને ગાય.—દયા૦ ૪

વિધિ શિવ શેષ અશેષ વેદમાં, જેના દાસ કહાય,
અણુવાણે પદ—દ્રુપદસુતાના, દાસ બની તે જાય.—દયા૦ ૫

વિદ્યાવૈભવ વિવિધ વચન બલ, કોઇ થકી ન રીઝાય;
પ્રભુ પ્રેમબન્ધનથી, દીનબન્ધુ બંધાય.—દયા૦ ૬

( પંડિત શ્રીગટ્ટૂલાલજી, )

# પાઠ—૯ અષ્ટાક્ષર મન્ત્ર.

એક સમય શ્રીમદાચાર્યચરણ શિષ્યો સાથે માર્ગમાં પધારતા હતા; આપે શિષ્યોને આજ્ઞા કરી કે તમારે પલવાર પણ અષ્ટાક્ષર મન્ત્રનું રટન કર્યા વિના ન રહેવું. સદા **શ્રીકૃષ્ણઃ શરણં મમ**' કહ્યા કરવું. આ આજ્ઞાનું રહસ્ય કૃષ્ણદાસ મેઘન નામના શિષ્ય ન સમજ્યા, પણ ગુરુની આજ્ઞાનું શિષ્યથી કેમ ઉલ્લંઘન થાય ? પછી અષ્ટાક્ષરમંત્રનું રટન કરતા કરતા વનમાં ભોજનપાત્ર લેવા બહુ જ દૂર નિકલી ગયા. ત્યાં એક વાઘ દીઠો, વાઘનાથી ભય તો લાગ્યો, પણ મન્ત્રનું રટન તો ચાલુ રાખ્યું, તે વાઘ ઘણા વખતથી તરષ્યો બેસી રહ્યો હતો. ભગવન્નામ સાંભળીને તેણે જલ પીધું, આ જોઇને કૃષ્ણદાસે પુનઃ અષ્ટાક્ષરનું ઉચ્ચારણ કર્યું, વાઘે પુનઃ જલ પીધું. આ બનાવ જોઈ આશ્ચર્યચકિત થએલા કૃષ્ણદાસ પાત્ર લેઈ શ્રીઆચાર્યચરણ પાસે આવ્યા, શ્રીમહાપ્રભુજીએ પુછ્યું કે—'કેમ આજે વનમાં શું જોયું ? કૃષ્ણદાસે સર્વ દેખેલું કહી સંભલાવ્યું; પણ તેનો મર્મ સમજ્યા ન હતા. શ્રીઆચાર્યચરણે મર્મ સમજાવ્યું કે—વાઘના અવતારમાં પણ એ જીવ ભક્તદશાવાલો છે. તમારા મુખમાંથી ભગવન્નામ સાંભળી જલ પીવાની લાંબી આશા તેની પુરી થઈ. **માટે તમે હંમેશાં અષ્ટાક્ષર મંત્રનું રટન કરજો કે જેથી તમારૂં અને શ્રવણ કરનારનું બન્નેનું કલ્યાણ થશે.**

**तस्मात् सर्वात्मना नित्यं श्रीकृष्णः शरणं मम ।**
**वदद्भिरेव सततं स्थेयमित्येव मे मतिः ।**

**સર્વ પ્રકારની ચિંતામાંથી બચવા માટે હંમેશાં સર્વાત્મભાવપૂર્વક 'श्रीकृष्णः शरणं मम' બોલતા રહેવું.**

**અથવા આવા અષ્ટાક્ષરનું રટન કરનારાના સંગમાં રહેવું. એવો મારો અભિપ્રાય છે.** (નવરત્ન)

શ્રીગુંસાઇજીએ (શ્રીપ્રભુચરણે) અષ્ટાક્ષરનું રહસ્યનિરૂપણ કરતાં કહ્યું છે કે—શ્રીકૃષ્ણનામ સદા જપવું. જે અષ્ટાક્ષર મહામન્ત્ર જપે તેના પાપનો સમૂહ બળી જાય, અને પરમાનન્દ મળે.

૧ **श्री** સૌભાગ્ય આપે; ધનવાન્ બનાવે, રાજવલ્લભ કરે છે.

૨ **कृ** એ પાપને શોષી દે છે.

૩ **ष्णः** આધિભૌતિક, આધ્યાત્મિક; આધિદૈવિક, આ ત્રણે જાતનાં દુઃખ હરે છે.

૪ **श** જન્મમરણનું દુઃખ દૂર કરે છે.

૫ **र** પ્રભુસમ્બન્ધિ જ્ઞાન આપે છે.

૬ **णं** પ્રભુમાં દૃઢ ભકિત કરાવે છે.

૭ **म** ભગવાનની સેવાનો ઉપદેશ કરનારા ગુરુમાં પ્રીતિ થાય છે.

૮ **म** પ્રભુમાં સાયુજ્ય કરાવે છે; જેથી ફરી જન્મ ન લેવો પડે. આ ભક્તિમાર્ગનું સાયુજ્ય જ્ઞાનમાર્ગના સાયુજ્ય કરતાં ઉત્તમ છે.

આ પ્રમાણે આઠ અક્ષરના ઉચ્ચારથી જ સર્વે કંઈ સિદ્ધ થાય છે. શ્રીવિઠ્ઠલમાં પ્રીતિ થાય. ભક્તિ અને વૈરાગ્ય મળે. સિદ્ધિ સદા ઘરમાં રહે જ. આનન્દ પરમાનન્દ થાય. જ્વર માત્ર નાશ થાય. ભૂત પ્રેત, પિશાચ સર્વે દૂર થાય. આનન્દમૂર્તિ શ્રીકૃષ્ણ હૃદયમાં સદા બિરાજે વિગેરે સર્વે સિદ્ધ થાય છે.

આ અષ્ટાક્ષરમન્ત્રથી જ સર્વે કાર્ય સિદ્ધ થઈ જાય છે તો પછી અષ્ટાક્ષરને ત્યજી અન્યનો આશ્રય કરનાર વૈષ્ણવ ઉભયમાંથી

ભ્રષ્ટ થાય છે. પ્રભુનું શરણ ત્યજી અન્યનો આશ્રય કરે તે આશ્રય કેમ ફલિત થાય ? ન જ થાય, અને પ્રભુનો આશ્રય તો જાય જ.

આધિભૌતિક આધ્યાત્મિક આધિદૈવિક એ ત્રણે પ્રકારનાં દુઃખ પડે તો બોલો "श्रीकृष्णः शरणं मम" સર્વનાં આક્રમણ અપમાન સહન કરવામાં "श्रीकृष्णः शरणं मम" ઉત્તમ સાધન છે.

**किं मन्त्रैर्बहुभिर्विनश्वरफलैरायाससाध्यैर्मखैः**

**किञ्चिल्लोपविधानमात्रविफलैः संसारदुःखावहैः ।**

**एकः सन्नपि सर्वमन्त्रफलदो लोपादिदोषोज्झितः**

**'श्रीकृष्णः शरणं ममे'तिपरमो मन्त्रोयमष्टाक्षरः ॥**

જ્યાં એક છતાં અનેક મન્ત્રોના ફલને આપનાર, સર્વ દોષરહિત, પરમ ઉત્તમોત્તમ, અષ્ટાક્ષર "श्रीकृष्णः शरणं मम" મન્ત્ર છે; ત્યાં આગળ નશ્વરફલવાલા અનેક મન્ત્રોનું શું કામછે ? અથવા મહાન્ પ્રયાસથી થાય એવા યજ્ઞનું શું કામ છે ? કે જે યજ્ઞો જરા પણ વિધિનો લોપ થતાં જ ફલરહિત થઈ જાય છે, અને સંસારના ( જન્મમરણના ) દુઃખથી ભરેલા છે.

અષ્ટાક્ષરમંત્ર તો સર્વ ફલને આપનારો છે, માટે સુખમાં દુઃખમાં શકયમાં અશકયમાં પ્રભુના જ શરણની બુદ્ધિ રાખવા માટે સદા અષ્ટાક્ષરમંત્ર પ્રતિક્ષણ જપવો.

**પ્રશ્ન**—૧ અષ્ટાક્ષર મંત્રના આઠે અક્ષરોનું માહાત્મ્ય કહો.

૨ સિંહવાર્તામાંથી શો સાર લીધો ?

---

**यो ब्रह्माणं विदधाति पूर्वं विद्यां तस्मै गोपायति कृष्णः ।**

**यस्तं देवमात्म त्तिप्रकाशं मुमुक्षुर्वै शरणमनुव्रजेत् ।**

**( उपीनषद् . गोपाल पूर्वतापिनी )**

# પાઠ—૧૦ શ્રીવિઠ્ઠલેશ પ્રભુચરણ.

આપણે શ્રીવિઠ્ઠલ શબ્દનો અર્થ સમજીએ. તેમાં **વિદ્—ઠ** અને **લ** આમ ત્રણ અક્ષર છે. **વિદા** એટલે જ્ઞાન વડે **ઠાઃ** શૂન્યને **લાતિ** સ્વીકારે એટલે અજ્ઞાનને દૂર કરી તેનો સ્વીકાર કરે, તે વિઠ્ઠલ કહેવાય, આપણા અજ્ઞાનને દૂર કરનાર શ્રીવિઠ્ઠલનાથજીને આપણે શ્રીગુંસાઈજી અથવા શ્રીપ્રભુચરણના નામથી ઓળખીએ છીએ.

શ્રીમહાપ્રભુજીને શ્રીપાંડુરંગવિઠ્ઠલનાથે આજ્ઞા કરી કે આપ વિવાહ કરો, મારે આપને ત્યાં અવતરવું છે. શ્રીમહાપ્રભુજીએ કાશીમાં દેવનભટ્ટની કન્યા અક્કાજી સાથે વિવાહ કર્યા. શ્રીમહાપ્રભુજીને ત્યાં સંવત્ ૧૫૬૭ ના ભાદ્રપદ વદિ ૧૨ના રોજ શ્રીગોપીનાથજીનું પ્રાકટ્ય થયું,* અને સંવત્ ૧૫૭૨ ના માર્ગશીર્ષ વદિ નવમીને શુક્રવારે કાશી પાસે આવેલા ચરણાદ્રિમાં (ચરણાટમાં) શ્રીવિઠ્ઠલનાથજીનું પ્રાકટ્ય થયું, આપના મોટાભાઈ શ્રીગોપીનાથજી ઘણા વિદ્વાન્ અને અનન્ય હતા, પરન્તુ આપને શ્રીપુરુષોત્તમ નામના પુત્રનું પ્રાકટ્ય થયા બાદ શ્રીગોપીનાથજીનો વંશ આગળ ચાલ્યો નથી. હાલના આ સર્વ ગોસ્વામિબાલકો શ્રીવિઠ્ઠલનાથજીના વંશના છે, શ્રી ગુંસાઈજીએ બે વાર લગ્ન કર્યાં હતાં, પ્રથમ લગ્ન શ્રીરુકિમણીજી સાથે અને બીજું લગ્ન ગઢાની દુર્ગાવતિની પ્રાર્થનાથી શ્રીપદ્માવતીજી જોડે થયું હતું. પ્રથમ પત્નીથી છ

*શ્રીગોપીનાથજીનો ઉત્સવ સુરતમાં શ્રીબાલકૃષ્ણજીના મંદિરમાં જન્માષ્ટમીવત્ મનાય છે.

પુત્ર અને ચાર પુત્રી થયાં, તેમનાં નામ આ પ્રમાણે છે, શ્રીગિરિધરજી, શ્રીગોવિન્દરાયજી, શ્રીબાલકૃષ્ણજી, શ્રીગોકુલ-નાથજી, શ્રીરઘુનાથજી, અને શ્રીયદુનાથજી; આ છ પુત્ર, અને શોભા, યમુના, કમલા અને દેવકા એ ચાર પુત્રીઓ પ્રથમ પત્નીથી થયાં અને શ્રીપદ્માવતીજીથી શ્રીઘનશ્યામજી પ્રકટ થયા, હાલમાં બિરાજતા સર્વ ગોસ્વામિચરણ પ્રથમ પુત્ર શ્રીગિરિધરજી અને છઠ્ઠા પુત્ર શ્રીયદુનાથજીના વંશ્ય છે. બાકીના પાંચ પુત્રોનો વંશ વધારે ચાલ્યો નથી.

જ્યારે શ્રીવલ્લભાચાર્યજીને ભગવદ્ધામમાં પાછા પધારવાની ઇચ્છા થઇ; તે સમયે શ્રીગુંસાઇજી કાશીમાં મલવા માટે ગયા, આ વખતે શ્રીમહાપ્રભુજીએ જે ઉપદેશ આપ્યો; તે ખાસ મનનીય છે. જે શિક્ષાશ્લોકીના નામથી પ્રસિદ્ધ છે. આ પિતૃચરણના વિયોગ વખતે આપનું વય પંદર વર્ષનું હતું. આ ન્હાની વયમાં સ્વમાર્ગીય સિદ્ધાન્તનું રહસ્ય સમજવાનું સ્થાન ભગવદીય દામોદરદાસજી અને ભગવદીય પદ્મનાભદાસજી વિગેરે હતા, માર્ગનું રહસ્ય તેમને વારંવાર પુછતા. એક વખત શ્રીવિઠ્ઠલ-નાથજી ખેલતા હતા, તે સમયે દામોદરદાસજીએ કહ્યું કે **'જય જય ! આ માર્ગ ખેલવાનો નથી; પરંતુ પ્રભુના તાપક્લેશનો છે.'** શ્રીગુંસાઈજીએ ત્યારથી જ રમતનો ત્યાગ કરી દીધો, સર્વ શાસ્ત્રનો અભ્યાસ તૈયાર કર્યો, અને પ્રભુની સેવામાં પુરતું ધ્યાન આપવા લાગ્યા.

શ્રીવિઠ્ઠલનાથજીનું સ્વરૂપ આપણે શ્રીનામરત્નસ્તોત્રથી જો સમજીએ તો આપણને એમ જ થાય કે આપનું નામ જે **શ્રીપ્રભુચરણ** રાખવામાં આવ્યું છે; તે યથાર્થ છે. આપણે જે ગોસ્વામિશબ્દ કહીએ છીએ; તે પણ નામ આપે જ પ્રથમ ધારણ કર્યું, અને આપનું બીજું નામ જે **શ્રીગુંસાઇજી**

સમ્પ્રદાયમાં ચાલે છે, તે નામની જ પરિપાટી અત્યારે શ્રીગોસ્વામિબાલકોમાં "ગોસ્વામી" શબ્દથી ચાલતી આવી છે.

શ્રીમહાપ્રભુજીએ પુષ્ટિમાર્ગનું પ્રાકટ્ય કર્યું, પરન્તુ પુષ્ટિમાર્ગના પ્રવર્તક તરીખેનું માન્ય તો શ્રીગુંસાઇજીએ જ સ્વીકાર્યું, માર્ગને સર્વાઙ્ગસુન્દર બનાવનાર શ્રીગુંસાઇજી છે. પ્રથમ આપે માર્ગને દૃઢ કરવા વિદ્વન્મણ્ડન, દશમસ્કન્ધવિવૃતિપ્રકાશ, શ્રીટિપ્પણીજી, શૃંગારરસમણ્ડન, બ્રહ્મસૂત્રભાષ્યનો દોઢ અધ્યાય વિગેરે ગ્રન્થો રચ્યા. આપે બ્રહ્મવાદ અને નિર્ગુણભક્તિમાર્ગનું યથાર્થ સ્થાપન કર્યું; આપના સુદૃઢ પ્રતાપથી અનેક રાજાઓ પણ આપના ચરણકમલમાં શરણે આવતા, ઘણા રાજાઓ આપના સેવકો છે. રાજા, ટોડરમલ્લ, રાય પુરુષોત્તમ, રાજા રામચન્દ્ર, રાજા વીરવર, (બીરબલ), રાણી દુર્ગાવતી વિગેરે રાજાઓ અનન્ય ભક્ત હતા. તેથી આપનું નામ 'अनेकक्षितिपश्रेणि–मूर्धासक्तपदाम्बुजः' આલેખ્યું છે. આપને સંગીતનો પણ શૉખ હતો, તેનો ઉપયોગ જો પ્રભુમાં ન થાય તો તે શૉખ બાધરૂપ નિવડે, માટે આપે તે સંગીતને શ્રીઠાકુરજીમાં જોડવાને ઋતુના અનુસાર રાગો ગાવાની ઉત્તમ વ્યવસ્થા કરી; તે દ્વારા સંગીતનો આનન્દ અનુભવતા.*

અધિકારી કૃષ્ણદાસજીએ છમાસસુધી શ્રીનાથજીથી શ્રીગુંસાઇજીને દૂર કર્યા, આ વખતે શ્રીનાથજીનો આપને પૂર્ણ વિયોગ થયો, વિરહનો તાપક્લેશ થયો. પ્રભુથી દૂર થતાં અથવા સેવા છુટતાં ગોસ્વામિબાલકોને કેવો તાપક્લેશ થાય તેનું આબેહુબ સ્વરૂપ આ છ માસમાં શ્રીગુંસાઇજીએ કરેલી વિજ્ઞપ્તિ ઉપરથી સ્પષ્ટ સમજાય છે. આ વિજ્ઞપ્તિ ગોસ્વામિબાલકોને અને

(*શ્રીરુક્મિણીજીએ અને શ્રીપદ્માવતીજીએ જે આરાર્તિક દોરી, એ આરાર્તિક અદ્યાપિ સુધી આપણા માર્ગમાં તે તે ઉત્સવો ઉપર દોરવામાં આવે છે)

વૈષ્ણવોને ઉભયને કલ્યાણ કરનારી છે. ત્યારબાદ જ્યારે બાદશાહના હુકમથી કૃષ્ણદાસજીને દૂર કર્યા ત્યારે કૃષ્ણદાસજી ઘણી આપત્તિમાં આવ્યા હતા, આ આપત્તિમાંથી બચાવનાર પણ શ્રીગુંસાઈજી જ હતા, અપકારનો બદલો પણ ઉપકારથી વાળનાર શ્રીગુંસાઈજીની પરમ દયાલુતાનો પાર નથી. આપ પરમદયાલુની સાથે પ્રતાપી પણ હતા. પટનાના દાઉદ બાદશાહ સાથે અકબરને વિગ્રહ થયો, ત્યારે સેનાનું આધિપત્યપણું રાજાટોડરમલ્લને મલ્યું હતું. રાજા ટોડરમલ્લ લડવા જતાં પહેલાં શ્રીમત્પ્રભુચરણ પાસે આજ્ઞા લેવા આવ્યો, શ્રીપ્રભુચરણે તેને પહેરેલું પીતાંબર આપ્યું, તેને માથે બાંધી યુદ્ધ કરવા આજ્ઞા આપી, તે પ્રમાણે બાંધી યુદ્ધ કરતાં વિજય જ થયો. જે પ્રભુએ ગોપાલદાસના મુખમાં અધરામૃત આપતાં ગોપાલદાસનું મુગાપણું દૂર કર્યું, જેમના નામનો જપ કરવાથી શ્રીરઘુનાથજીને શાસ્ત્ર મુખપાઠ થઈ ગયાં; એવા પ્રભુચરણના પ્રતાપનું કેટલું વર્ણન થઇ શકે ! શ્રીગુંસાઇજી શ્રીનવનીતપ્રિયજીને સેવતા. એ ઠાકુરજી હાલ શ્રીનાથજીમાં બિરાજે છે. શ્રીમહાપ્રભુજી અને શ્રીગુંસાઈજીના ઠાકુરજી અનુક્રમે શ્રીનાથજી અને શ્રીનવનીતપ્રિયજી છે. આ બન્ને સ્વરૂપને સેવવાનો અધિકાર સર્વ ગોસ્વામિબાલકોનો છે. જ્યારે સેવ્યસ્વરૂપો પોતાના બાલકો ઉપર પધરાવવામાં આવ્યાં ત્યારે [1]શ્રીમથુરેશજીનું સ્વરૂપ શ્રીગિરિધરજીને પધરાવ્યું, [2]શ્રીવિઠ્ઠલેશજીનું સ્વરૂપ શ્રીગોવિન્દરાયજીને પધરાવ્યું. [3]શ્રીદ્વારકાધીશનું સ્વરૂપ શ્રીબાલકૃષ્ણજીને માથે બિરાજ્યું. [4]શ્રીગોકુલેશનું સ્વરૂપ શ્રીગોકુલનાથજીને માથે બિરાજ્યું, શ્રીગોકુલચન્દ્રમાજીનું સ્વરૂપ શ્રીરઘુનાથજીને

---

૧. હાલ કોટા બિરાજે છે. ૨. તે હાલ શ્રી નાથજી બિરાજે છે. ૩. તે હાલ કાંકરોલી બિરાજે છે. ૪ હાલ શ્રીગોકુલ બિરાજે છે.

માથે પધરાવ્યું, †શ્રીમદનમોહનજીનું સ્વરૂપ શ્રીઘનશ્યામજીને માથે પધરાવ્યું, શ્રીગુંસાઈજીના સમયમાં શ્રીયદુનાથજીએ અને તૃતીયલાલજી શ્રીબાલકૃષ્ણજીએ ભેગા મળી ÷શ્રીબાળકૃષ્ણપ્રભુની અને શ્રીદ્વારકાધીશની સેવા કરી, આ સમયે + શ્રીકલ્યાણરાયજી શ્રીગોકુલનાથજીની (ચતુર્થલાલજીની) પાસે બિરાજતા, અને શ્રીગુંસાઈજીના સમયે ૫ શ્રીમુકુન્દરાયજીની કેટલોક સમય સમદાસજી મુખ્યાજીએ સેવા કરી,પુનઃ શ્રીનાથજીની ગોદમાં બિરાજતા. ગુંસાઈજીએ માર્ગનો પ્રચાર કરવાને ઘણો જ પરિશ્રમ કર્યો છે. ૭ વાર ગુજરાતમાં‡ પધાર્યા, અનેક સેવકો કર્યા, આપનું હૃદય એવું વિશાલ હતું કે-આપ પતિતપાવન હોઇ સર્વ જીવોનો ઉદ્ધાર કરતા* આપે શ્રીસર્વોત્તમજી,શ્રીવલ્લભાષ્ટક,શ્રીસ્ફુરત્કૃષ્ણપ્રેમામૃત, શ્રીયમુનાષ્ટપદી, ભુજંગપ્રયાતાષ્ટક, લલિતત્રિભંગિસ્તોત્ર, ષોડશગ્રન્થ પૈકી શ્રીસિદ્ધાન્તમુક્તાવલી, શ્રીયમુનાષ્ટકાદિટીકા,વિદ્વન્મંડન, ભક્તિહેતુ, ભક્તિહંસ, અષ્ટાક્ષરનિરૂપણ, રસસર્વસ્વ, પ્રબોધ, ગુપ્તરસ, વ્રતચર્યા, શ્રીમતીટિપ્પણીજી,ભાષ્યનો અન્તનો દોઢ અધ્યાય, **आनन्दमयोऽभ्यासात्** ઉપર વિવેચન, વિગેરે અનેક સમર્થ ગ્રન્થો લખ્યા છે. આપ ભૂતલઉપર ૭૦ વર્ષ અને ૨૮ દિન બિરાજ્યા. સં. ૧૬૪૨ માઘકૃષ્ણ સન્ધ્યાકાલે ગિરિરાજકન્દરામાં અન્તર્ધાન થયા.

**પ્રશ્ન**—૧ શ્રીગુસાઈજીને આપણા સમ્પ્રદાયમાં કયા નામથી ઓળખે છે?
૨ શ્રીપ્રભુચરણના લાલજીનાં નામ કહો.
૩ રાજાઓ સાથે કેવો સંબંધ હતો?

---

† તે હાલ કામવન બિરાજે છે. * તે હાલ કામવન બિરાજે છે. ÷સુરત બિરાજે છે. + વડોદરા બિરાજે છે. ૫ કાશી બિરાજે છે.

‡ આપ ગુજરાત પધાર્યા તેના સંવત આ પ્રમાણે મલે છે. (૧) અડેલથી પધાર્યા. (૨) સંવત્ ૧૬૧૩માં અડેલથી પધાર્યા. (૩) સંવત ૧૬૧૯માં ગઢાથી પધાયા (૪) સંવત્ ૧૬૨૩માં મથુરાથી પધાર્યા. (૫) સંવત્ ૧૬૩૧ ગોકુલથી પધાર્યા. (૬) સંવત ૧૬૩૮માં પધાર્યા.



શ્રીવિઠ્ઠલનાથપ્રભુચરણ.

## ( मङ्गलम् )

सायङ्कुञ्जालयस्थासनमुपविलसत्स्वर्णपात्रं सुधौतं
राजद्यज्ञोपवीतं परितनुवसनं गौरमम्भोजवक्त्रम् ॥
प्राणानायम्य नासापुटनिहितकरं कर्णराजद्विमुक्तं
वन्देऽर्धोन्मीलिताक्षं मृगमदतिलकं विट्ठलेशं सुकेशम् ॥

# પાઠ ૧૧—અસમર્પિતનો ત્યાગ.

**પ્રશ્ન**—નિર્મલ બુદ્ધિ શી રીતે થાય ?

**ઉત્તર**—નિર્મલ વસ્તુનો જ ઉપયોગ કરવાથી.

**પ્રશ્ન**—નિર્દોષ અને પવિત્ર વસ્તુ આ કલિયુગમાં ક્યાંથી લાવીએ ?

**ઉત્તર**—આ કલિમાં નિર્દોષ વસ્તુ મેલવવાનો ઉપાય શ્રીમહાપ્રભુજીએ દર્શાવ્યો છે.

**પ્રશ્ન**—કૃપા કરીને કહેશો ?

कृष्णात् परं नास्ति दैवं वस्तुतो दोषवर्जितम्.

**ઉત્તર**—આ જગત્‌માં પ્રભુ વિના નિર્દોષ કોઈ નથી. તેમ જ પ્રભુ વિના પ્રાયશ્ચિત કે મન્ત્રશાસ્ત્ર વિગેરે કોઈ પણ યથાર્થ શુદ્ધ કરવા આ કલિમાં સમર્થ નથી, માટે શ્રીમહાપ્રભુજીએ આપણને સરલ અને ઉત્તમ માર્ગ દર્શાવ્યો કે –શ્રીપુરુષોત્તમ શ્રીકૃષ્ણચન્દ્રને સર્વવસ્તુ સમર્પણ કરવું. જેમ ગંગાજીની અંદર હજારો પરનાળાનાં જલ આવે છે, પરંતુ તે ગંગાજીમાં મળતાં ગંગાજલરૂપ થઈ જાય છે. અશુદ્ધ જલને ગંગાજી પોતાના સામર્થ્યથી ગંગાજલ બનાવી દે છે, તેમ જે જે વસ્તુ પ્રભુને અર્પણ કરીને લેઇએ, તે વસ્તુ પ્રભુના સંબંધથી સર્વથા નિર્દોષ એટલે પવિત્ર થઈ જાય છે, આ નિર્દોષ વસ્તુથી વ્યવહાર કરવાથી આપણી બુદ્ધિ નિર્મલ થાય છે. +સત્ત્વશુદ્ધિ થવી એ આહારશુદ્ધિ ઉપર આધાર રાખે છે, અને સત્ત્વશુદ્ધિથી જ આપણે પ્રભુને હૃદયમાં ધારણ કરી શકીએ છીએ.

---

+ आहारशुद्धौ सत्त्वशुद्धिः सत्त्वशुद्धौ ध्रुवा स्मृतिः । स्मृतिलाभे सर्वग्रन्थीनां विप्रमोक्षः ।

જે સ્ત્રી પુત્ર તથા જે કુટુંબી હોય તેમને પ્રભુની સેવામાં હમેશાં

## અસમર્પિતનો ત્યાગ.

**બ્રહ્મસંબંધથી આજ દિન સુધીના સર્વ દોષો દૂર થયા,** પરન્તુ નવા દોષો ન થાય તેને માટે સમર્પિત વસ્તુનો જ ઉપયોગ કરવાની પ્રતિજ્ઞા લ્યો.

**પ્રશ્ન**—અમારે ઘેર શ્રાદ્ધાદિક આવે તો શું કરવું ?

**उत्तर—विष्णोर्निवेदितान्नेन यष्टव्यं देवतान्तरम्।**
**पितृभ्यश्चापि तद्देयं तदानन्त्याय कल्पते।**

શ્રાદ્ધાદિકમાં પણ પ્રભુના સમર્પણ કરેલા અન્નથી જ વ્યવહાર કરવો. તે પવિત્ર અન્નથી જ બ્રાહ્મણભોજન વિગેરે કરાવવું. તેમજ યાગ વિગેરે પણ તેનાથી જ કરવા.

**પ્રશ્ન**—કદાચ પ્રભુને અર્પણ કર્યા વિના ઉપયોગ કરવાની ઇચ્છા થઈ જાય તો ?

**ઉત્તર**—તો પ્રભુની ક્ષમા માગવી. પુનઃ અપરાધી ન થવાય, એ માટે સાવધાન રહેવું. વજ્રચિન્હવાલા ભગવાનના ચરણનું ધ્યાન કરવું; શ્રીકપિલજી કહે છે કે—'મનના મેલના પર્વતને પણ તોડી નાખનાર પ્રભુના ચરણારાવન્દનું ધ્યાન કરવું.' તમે યાદ રાખજો કે આપણે ઉપયોગમાં લીધેલી વસ્તુ પ્રભુને ન સમર્પવી. **न मतं देवदेवस्य सामीभुक्तं समर्पणम्.**

---

જોડવાં, એ તેમની નિવેદનની સાર્થકતા છે,અને જે નિર્જીવ વસ્તુ છે જેમકે અન્ન વસ્ત્ર વિગેરે સર્વ પ્રભુને અર્પવું અને ઉપયોગમાં લેવું. આ સર્વ સંબંધ અર્પણ કરવાનો પ્રસંગ પ્રભુ સાથે છે, ગુરુ સાથે નથી. ગુરુએ આપણને બ્રહ્મસંબંધદ્વારા પ્રભુને અર્પણ કરાવ્યું. પુનઃ જે શ્રીઠાકુરજીની સેવા કરતા હોઈએ તે શ્રીઠાકુરજીના સ્વરૂપને આ સર્વ અર્પવાનો નિયમ છે.

**ध्यातुर्मनःशमलशैलनिसृष्टवज्रं ध्यायेच्चिरं भगवतश्चरणारविन्दम्। [स्कंध—३**

**પ્રશ્ન**—જો ક્વચિત્ આપત્સમયે પ્રભુને સમર્પવાનો પ્રસંગ ન મળે તો ?

**ઉત્તર**—તો સમ્પ્રદાયની રીત મુજબ ત્રણ વખત અષ્ટાક્ષર મંત્ર કહી ચરણામૃત પધરાવવું. અથવા સદા ચિત્રજી સાથે રાખો. અથવા તુલસીમાલાને પણ કેટલાક આપત્તિ વખતે ભોગ ધરે છે; પરન્તુ આપત્કાલમાં જ પ્રભુની પ્રસાદી માટે ચરણામૃત પધરાવવું, એ એક સાધારણ રીતિ છે.

**પ્રશ્ન**—પ્રભુને અર્પણ કરેલું કૃષ્ણાર્પણ થયું, તે કેમ લેવાય ?

**ઉત્તર**—આ દાન નથી, પણ સમર્પણ છે, દાન કરેલું પાછું ન લેવાય, એ પૂજામાર્ગની વાત છે. ભક્તિમાર્ગમાં તો પ્રભુના ઉચ્છિષ્ટ વડે જ નિર્વાહ કરવાની પોતાની ( પ્રભુની ) આજ્ઞા છે. "*આપે (પ્રભુએ) ઉપભુક્ત માલા ગન્ધ વસ્ત્ર અલંકાર વગેરેથી ભૂષિત થએલા, અને આપના પ્રસાદને જમતા અમે દાસો, હે પ્રભો! આપની માયાને જીતીએ છીએ." આવી સુંદર ભક્તિમાર્ગની રીતિ છે. પ્રભુની માયાને જીતવાનો આ જ રસ્તો છે. માટે પ્રભુને દરરોજ અર્પણ કરેલું જ આપણાથી લેવાય. દાન આપેલું ન લેવાય. દાનમાં પાત્ર વિગેરે જોઈ યથાસંકલ્પ પોતાનું દ્રવ્ય બીજાને આપવાનું છે. અત્ર તો પ્રભુની જ વસ્તુ પ્રભુને અર્પી પ્રસાદ તરીકે ઉપયોગ કરવાનો છે. તેથી દાન અને નિવેદનમાં બહુ જ તફાવત છે.

**પ્રશ્ન**—આ પાઠમાં જેટલા પ્રશ્ન તરીકે વર્ણવ્યા છે તે સર્વ પ્રશ્ન પુછવા.

---

*त्वयोपभुक्तस्रग्गन्धवासोलङ्कारचर्चिताः ।
उच्छिष्टभोजिनो दासास्तव मायां जयेमहि । [भा० ११-६-४६]
श्रीप्रभुचरणविज्ञप्तिः—निवेदितात्मभिन्नेषु सदौदासीन्यमाचरेत् ।
प्रावाहिकास्तेपि चेत्स्युरुपेक्षैवोचिताः सदा ।

# પાઠ ૧૨—શ્રીગોકુલનાથજી.*

શ્રીગુંસાઈજી પ્રભુચરણને ત્યાં શ્રીરુક્મિણીવહુજીથી શ્રીગિરિધરજી, શ્રીગોવિન્દરાયજી, શ્રીબાલકૃષ્ણજી, નામના ત્રણ લાલજી પ્રકટયા, અને આ ચતુર્થલાલજી શ્રીગોકુલનાથજીનું પ્રાકટય સંવત્ ૧૬૦૮ના માર્ગશીર્ષ શુકલ ૭ને ગુરુવારના રોજ થયું, આ વખતે શ્રીગુંસાઈજી શ્રીગિરિરાજ બિરાજતા હતા. ત્યાં વધાઈ મળતાં જ અડેલ પધાર્યા. આપનું નામકરણ સંસ્કારનું નામ શ્રીવલ્લભજી છે. તેથી આપના ગ્રન્થોમાં પણ પોતાનું નામ શ્રીવલ્લભજી જ જણાવે છે. પાંચમું વર્ષ બેસતાં જ એટલે સંવત્ ૧૬૧૨ ના માર્ગશીર્ષમાં અક્ષરારમ્ભ મુહૂર્ત કર્યું; શ્રીગુંસાઈજીએ જ **ककारादि** નું સ્વહસ્તે મુહૂર્ત કરાવ્યું; સંવત્ ૧૬૧૫ ના ચૈત્ર શુકલ ૬ ના રોજ ઉપનયન સંસ્કાર આપી વેદારંભ કર્યો; શ્રીગુંસાઈજીએ આ બ્રહ્મચારીને સંધ્યાહોમાદિક કરાવવાનું કામ જ્યેષ્ઠપુત્ર શ્રીગિરિધરજીને માથે રાખ્યું હતું. પછી કર્ણાટકના નારાયણ નામના મહાન્ વિદ્વાન્ ઉપાધ્યાયજી પાસે આપ વેદ ભણ્યા. ત્યાર બાદ ઘણા ટુંક સમયમાં ચપલતાથી વેદ વેદાંત ભાગવત શ્રીસુબોધિન્યાદિ અનેક ગ્રન્થોનું અવલોકન કર્યું. સામ્પ્રદાયિક અભ્યાસ આપે ઘર આગળ કર્યો, પરિણામે એટલી વિદ્વતા વધી ગઈ કે જે શ્રીગુંસાઈજીએ આ પોતાના પુત્રને અક્ષરારંભ કરાવ્યો હતો તે જ શ્રીપિતૃચરણ આજે પુત્રને પોતાના લખેલા ગ્રન્થોનો સારા નરસાનો વિચાર

---

*આપે શ્રીષોડશગ્રન્થ ઉપર ટીકાઓ સારસંગ્રહ(માલોદ્ધારપ્રસંગ)ગદ્ય ઉપર ટીકા, ગુપ્તરસ ઉપર ટીકા, શ્રીસર્વોત્તમજી ઉપર બડી ટીકા, ગાયત્રી-ભાષ્યવિવરણ—'अस्मत्कुलं निष्कलंकं' શ્લોક ઉપર વ્યાખ્યા, શ્રીવલ્લભાષ્ટક-ટીકા, વિગેરે અનેક ગ્રન્થો રચ્યા છે.

કરવાને જોવા સાંપતા; અને પોતાનાથી અધૂરા રહેતા ગ્રન્થોને પૂર્ણ કરવા શ્રીગોકુલનાથજીને આપતા.

આપનું લગ્ન વેણાભટની પાર્વતિનામની કન્યા સાથે પોતાની સોલ વર્ષની વયે સંવત્ ૧૬૨૪ ના જ્યેષ્ઠમાં થયું હતું. આ શ્રીવહુજીને ઘણા દિવસ થયા પ્રજા નહિ થવાથી દ્વિતીયવાર શ્રીગોકુલનાથજીનું લગ્ન કરાવવાની શ્રીગુંસાઈજીની મરજી હતી; પરન્તુ શ્રીગોકુલનાથજીએ માન્યું નહિ. અને કહેવડાવ્યું કે— '**पें करेंगे तो दुःख पाउंगो कहीओ तुम समजाए**' આપને ત્રણ પુત્રો અને ત્રણ પુત્રી થયાં. પુત્રનાં નામ શ્રીગોપાલજી, શ્રી વિઠ્ઠલરાયજી, શ્રીવ્રજરત્નલાલજી હતું. આપે સંવત્ ૧૬૪૬ માં જ્યારે ગુજરાતમાં ફરવા માંડયું ત્યારે અમદાવાદમાં બારભટ નામના બ્રાહ્મણે નવીન મત ચલાવ્યો હતો. તેણે શ્રીગોકુલનાથજી સાથે શાસ્ત્રાર્થ કરવાની ઇચ્છા દર્શાવી. શ્રીગોકુલનાથજીએ પોતાના પાંડિત્યથી તેનો પરિહાર કર્યો. ગુજરાતમાં અનેક ગામોમાં આપ પધારી ઘણી જ સમૃદ્ધિ લીધી અને તે દ્વારા શ્રીગુંસાઈનું દેવું આપે ચુકાવી દીધું.

આ વખતે સં. ૧૬૭૨ માં ગુજરાતમાં જહાંગીર બાદશાહ રાજ્ય કરતો હતો. એક ચિદ્રૂપસંન્યાસી વૈષ્ણવોનો મહાન્ દ્વેષી હતો, તેણે રાજાનું મન કેટલાક મંત્રબલથી જીતી લીધું હતું. તેને સમજાવી એવો હુકમ કઢાવ્યો કે—'મારી તમામ રૈયતે તુલસીમાલા ઉતારી દેવી અને કોઇએ ઊર્ધ્વપુણ્ડ્ર કરવું નાહ.' આ હુકમનો અમલ ચિદ્રૂપે અમલદારો દ્વારા અજમાવવા શરૂ કર્યો. આખી વૈષ્ણવ સૃષ્ટિમાં ત્રાસ ત્રાસ ફેલાવા લાગ્યો.

**"પ્રાણ ભલે લો પણ 'માલાતિલક' નહિ મલે"**

**આવા ઠેર ઠેર પોકારો સંભળાવવા લાગ્યા. આ આપત્તિના સમયે**

આપ રાજાને મલવા માટે ગયા. જહાંગીરે પુછ્યું; તમે કેમ માલા ઉતારી નથી? શ્રીગોકુલનાથજીએ કહ્યું ચિદ્રૂપ સાથે શાસ્ત્રાર્થ કરીશું. **અમે પ્રાણ ગયે માલા નહિ ઉતારીએ.**



શ્રીગુંસાઈજીના ચતુર્થલાલજી — શ્રીગોકુલનાથજી

આવી દૃઢ પ્રતિજ્ઞાઓ બાદશાહને જણાવી. ત્યારબાદ આપે અનેક અનેક પરિશ્રમ વેઠીને આપત્તિમાંથી માલાતિલકનું રક્ષણ કર્યું છે. જેનો સવિસ્તર પ્રસંગ 'માલાપ્રસંગસાર'માં વર્ણવ્યો છે.*

શ્રીગોકુલનાથજીના અનન્ય સેવકો હાલ ભરૂચ વિગેરેમાં

*આ માલા પ્રસંગમાં દેવાભાઇ નામના વૈષ્ણવે માલા નહિ ઉતારવા સત્યાગ્રહ કર્યો હતો. આ દેવાભાઇએ માલાતિલક ઉતારવાના બલાત્કાર

છે,તેમનો શ્રીગોકુલનાથજી ઉપર અનન્યભાવ અને દૃઢ વિશ્વાસ છે.

આપે કેટલાક ષોડશગ્રન્થ ઉપર ટીકા કરી છે. શ્રીસર્વોત્તમજીની ટીકા, ગદ્યવિવૃતિ, સ્વતંત્ર લેખો, ગાયત્રીભાષ્યવિવરણ, ગુપ્તરસટીકા, "અસ્મત્કુલ" ઉપર ટીકા વિગેરે ગ્રન્થો રચ્યા છે.વ્રજભાષામાં આપનું રચેલું ઘણું જ સાહિત્ય છે. આપ ઘણો સમય ગોકુલમાં વાસ કરી ત્યાં શ્રીગોકુલનાથજીની સેવા કરતા હતા. સાથે શ્રીગોવર્ધનનાથજીની સેવા માટે વારંવાર પધારતા હતા. અત્યારે શ્રીગોકુલનાથજીનું મોટું મંદિર શ્રીગોકુલમાં છે તે આપણું યાત્રાનું ધામ છે. શ્રીગોકુલનાથજીની ૧૩ બેઠકો છે. તેમાં આપની સેવા થાય છે. આપના સેવકોમાં કલ્યાણભટ્ટજી અને મોહનભાઇ વિગેરે મુખ્ય સેવકો થઈ ગયા. આપે પુષ્ટિમાર્ગનું રક્ષણકાર્ય કર્યું. તેમ જ અલૌકિક ભાવનું દાન કરી ઘણા દૈવ જીવોનો ઉદ્ધાર કર્યો છે. આપશ્રી ૮૯ વર્ષ અને બે માસ અને ૧૭ દિન સુધી ભૂતલ ઉપર બિરાજ્યા છે. સંવત ૧૬૯૭ ના માઘ વદિ નવમીના રોજ જ્યારે આપ ભૂતલ ત્યજી પધાર્યા ત્યારે આપનો વિયોગ સહન નહિ થઈ શકવાથી આપના ૭૮ સેવકો પણ દેહ ત્યજી સાથે જ પધાર્યા.*

**પ્રશ્ન** (૧) આપનું પ્રાકટ્ય કઇ સાલમાં ?
(૨) આપે મહત્કાર્ય શું કર્યું ?
(૩) આપે કયા ગ્રન્થો રચ્યા ?
(૪) આપનું સેવ્ય સ્વરૂપ શું ?

---

વખતે જે જવાબ આપ્યો છે તેથી માલતિલક આપણા માર્ગમાં પ્રાણ બરાબર વહાલાં છે એમ સમજાશેઃ—

'માલા કેમ ઉતારીએ જે આપી છે જગદીશ;
એ કોણ છે માલા ઉતરાવે માલા બાંધી શીષ.
શીષ જે બાંધી છે તે શીષ સાથે જાય;
પણ હાથે કરી માલા ઉતારૂં એવું કેમ કરી થાય.

*શ્રીગોકુલનાથજીનું સવિસ્તર જીવનચરિત્ર છપાઇ બહાર પડયું તેમાંથી વધારે ઇચ્છાવાળાએ જોવું.

# પાઠ ૧૩—દૈવી જીવન.

*આપણે બ્રહ્મસંબંધ કર્યો, શ્રીમહાચાર્યચરણે આપણને દૈવી જીવ તરીખે આલેખ્યા. દૈવી સૃષ્ટિ સેવા માટે જ પ્રભુએ શ્રીઅંગમાંથી પ્રકટી છે. તેનાં આચરણ કેવાં હોવાં જોઈએ તે વિચારીએ.(૧)વૈષ્ણવનો સેવા એ જ મુખ્ય ધર્મ છે.ભગવત્સેવામાં જે અનુકૂલ હોય તેનો જ આપણે સ્વીકાર કરીએ. જે સેવામાં ઉદાસીન છે તેમાં આપણે ઉદાસીનતા રાખીએ. પરન્તુ જે સેવામાં હરકતરૂપ નિવડે તેનો તો ત્યાગ જ કરીએ. (૨) સંગ હંમેશાં ભગવદ્ભાવવાલાનો જ કરીએ.(૩)આપણે જેમ ઘરને સાફ સૂફ કરીએ છીએ,ભગવાન્ બિરાજે એવું સુન્દર કરીએ છીએ,તેમ મનની અંદર પ્રભુ બિરાજે તે માટે મનને સાફ રાખવું જોઈએ. કામ ક્રોધ એ મનને બગાડનાર છે.(૪) ચિન્તા અને ઉદ્વેગ તો આપણાથી થાય જ નહિ. એક વખત આચાર્યશ્રી કડે પધાર્યા હતા, ત્યાં અંબાનામની ક્ષત્રિયાણી રહેતી હતી, આ સ્ત્રીને બે દિકરા હતા, શુદ્ધ પવિત્ર વૈષ્ણવ હતા. બે દિકરામાંથી એક દિકરો મરણ પામ્યો, તેથી અંબા ઠાકુરજીની સેવા કરતાં રોઈ, આવી રીતે રોજ રોતી, તેથી ઠાકુરજી તેના ઉપર અપ્રસન્ન થયા, એટલામાં બીજો દિકરો મરી ગયો, ત્યારે એથી વધારે રોવા લાગી, ત્યારે શ્રીઠાકુરજીએ જ શ્રીગુંસાઈજીને વાત કરી કે— "અંબા રોવે છે, એથી મને ઘણું દુઃખ વેઠવું પડે છે. મને ક્લેશ પ્રિય નથી." શ્રીગુંસાઈજી અંબાને ત્યાં પધાર્યા અને તેને

*નિબંધ સર્વનિર્ણયકારિકા, ૨૩૦ થી ૨૪૦ સુધીનો સાર.

વૈષ્ણવ ધર્મ સમજાવ્યો. ક્લેશવાળા અન્તઃકરણમાં ઠાકુરજી બિરાજે નહિ. જન્મ મરણ એ પ્રભુની ઇચ્છાધીન છે. આ જીવને આ અવસ્થાએ આ સુખ અને આ દુઃખ એવો પ્રભુએ નિર્ણય કરી રાખ્યો છે, માટે વૈષ્ણવ હોય તે તો ક્લેશ ન જ કરે. આપણે સર્વ કંઈ પ્રભુને નિવેદી દીધું; હવે કઈ વસ્તુની ચિન્તા કરવી રહી ? જ્યારે જ્યારે ચિન્તા થાય ત્યારે ત્યારે આત્મનિવેદન સંભારવું,તો જરૂર ચિન્તા દૂર થશે.(૪) ઉદ્વેગ ન થવા માટે આપણે દુર્વચનો સહન કરવાની ટેવ પાડવી. અસત્પુરુષોના દુર્વચનો દ્વારા પ્રભુ આપણને શિખામણ આપે છે એમ માનીએ. તેમ છતાં મન ઉછળે તો શ્રીયમુનાષ્ટકનો પાઠ કરી જઈએ. તેનાથી જરૂર સ્વભાવ ઉપર કાબુ આવી જશે. એવું શ્રીમદાચાર્યચરણનું આજ્ઞાવચન છે.(૫)જે માણસનો આહાર શુદ્ધ છે,તેની ×સત્ત્વશુદ્ધિ જલ્દી થાય છે. જેની સત્ત્વશુદ્ધિ થાય છે, તેનું અન્તઃકરણ નિર્મલ થાય છે, માટે પ્રભુને નિવેદન કરી પ્રસાદી પવિત્ર આહારથી આપણે ઉત્તમોત્તમ શક્તિઓ મેળવી શકીએ છીએ. (૬) જે આજીવિકા પ્રભુએ સંપાદન કરી હોય તેનાથી સંતોષ રાખીએ. લોભ ત્યજીએ તો જ સંતોષ રહે.(૭) વાણી ઉપર કાબુ રાખવો. જેમ આવે તેમ બકવાથી આપણે વાણીદોષથી (મુખરતાદોષથી) પ્રભુથી વિમુખ થઇએ છીએ.(૮) વૈષ્ણવ છું એવું ભાન રાખી સ્વધર્મનો વિચાર કરીએ, સ્વધર્મનું પાલન કરવું, (૯) વૈષ્ણવતાને લજાવે એવાં બાધક આચરણનો તો ત્યાગ જ કરવો. (૧૦)જેમ જેમ સ્વધર્મમાં પ્રીતિથશેતેમ તેમ ભગવાન શ્રીકૃષ્ણચન્દ્ર હૃદયમાં પ્રવેશ કરશે, ચિત્ત પ્રસન્ન થશે, અને દૈવી જીવન આગળ

---

× સત્ત્વશુદ્ધિ એટલે અન્તઃકરણ વિગેરેની શુદ્ધિ.

વધી જશે.(૧૧)ખરો વૈષ્ણવ જરા પણ અભિમાન ન રાખે.અભિમાનને ત્યજવાનો એક જ ઉપાય છે. મનમાં હંમેશાં દીનતા રાખવી,(૧૨)માનની અપેક્ષા ન જ રાખીએ.સર્વને માન આપીએ. કોઈ અપમાન કરે તો પણ અપમાનથી ઉદ્વેગ ન કરીએ,(૧૩)અને આ વાત યાદ રાખીએ કે 'સર્વશક્તિમાન્ પ્રભુનો હું દાસ છું. આ દોષથી ભરેલા જીવને પ્રભુ સાધનરૂપ થઈ જે કંઈ કરાવે તે જ કરી શકે છે'આમ સમજવાથી દીનતા જરૂર આવશે.(૧૪)શાળા નિશાળ સ્કુલોમાં અને સર્વ કોઈ સભાદિ સ્થાનમાં પ્રભુના નામ માટે ખરો વૈષ્ણવ શરમ ન જ રાખે. સભાના વચમાં નિર્ભય થઇને પ્રભુના ચરિત્રને વર્ણવાની શકિત દૈવી જીવમાં મુખ્યત્વે રહેલી હોય છે.(૧૫)*જ્યારે ચિત્ત પ્રસન્ન થાય ત્યારે જાણવું કે ધર્મનિષ્ઠા થઈ, શ્રીકૃષ્ણ પ્રસન્ન થાય એ ભક્તિનિષ્ઠાનું પરિણામ છે. (૧૬) જેમના ઘરમાં સર્વ વ્યવહાર ભગવન્મય છે, તેમનું જીવન દૈવી કહેવાય. શ્રી ગુંસાઈજી આજ્ઞા કરે છે કે–પ્રભુની સેવામાં સ્ત્રી સહાય થશે એવી બુદ્ધિથી પરણવું. પ્રજા થશે તે પ્રભુ સેવા માટે ઉપયોગી થશે એવી ભાવના રાખવી. ઘરમાં ખાવાપીવાની સર્વ વસ્તુ પ્રભુને ઉદ્દેશીને જ થાય. વાપરવાનાં સર્વ વસ્ત્ર વિગેરે પણ પ્રભુનેઉદ્દેશીનેજલેવા.(૧૭)પ્રભુના સુખે સુખ અનેપ્રભુના પરિશ્રમે દુઃખ આ દૈવી જીવને થાય.(૧૮)દેહરક્ષણ પણ પ્રભુ સેવા માટેજ કરે. વ્યાપાર પણ પ્રભુસેવોપયોગી દ્રવ્ય માટે કરે.અરે મલમૂત્રનો ત્યાગ કરીએ છીએ તેમાં પણ એવી ભાવના રાખવી કે ભજનમાં મલમૂત્રબાધક ન થાય તેમાટે કરીએ છીએ.મલમૂત્રથી શુદ્ધહોઇએ

---

* धर्मनिष्ठा तदा ज्ञेया यदा चित्तं प्रसीदति ।
भक्तिनिष्ठा तदा ज्ञेया यदा कृष्णः प्रसीदति ॥

તો ભજન બરાબર થાય; એવી બુદ્ધિ રાખવી. આવી રીતે સર્વ વ્યવહાર પ્રભુરૂપ કરવો, એ ખરૂં જીવન છે.

**આવું દૈવીજીવન ગાળવા માટે નીચેના ગુણો કેળવવા.**

દૈવીજીવ સર્વથી નિર્ભય રહે. અન્તઃકરણને દ્વેષથી રહિત રાખે. ભગવાનના સ્વરૂપનું જ્ઞાન અને ભગવત્સેવામાં સ્થિર રહે. દાનબુદ્ધિ રાખે, દાનથી દ્રવ્ય શુદ્ધ થાય, દૈવીજીવનો પોતાની ઇન્દ્રિઓ ઉપર કાબુ હોય છે. યજ્ઞાદિ કર્મોમાં શ્રદ્ધા રાખે. પ્રભુસંબંધિ શાસ્ત્રોનો વિચાર રાખે* એકાન્તમાં વિચારો પણ પ્રભુસંબંધી કરે, એનું નામ તપ છે. આ દૈવી જીવનું હૃદય સરલ હોય. હિંસાકર્મથી દૂર રહે. સાચે સાચું બોલે, ક્રોધને જગ્યા ન આપે. ત્યાગવૃત્તિ રાખે. શાંતિ તો આ દૈવી-જીવનો મુદ્રાલેખ છે. આ દૈવી જીવ કોની પાસે કાપટ્ય રાખે? પ્રાણીમાત્ર પ્રભુના છે, એમ ધારી દયાભાવથી આ દૈવીજીવનું હૃદય પીગળે. નિર્લોભતા, સ્થિરતા અને નમ્રતા રાખે, દુષ્ટકામથી શરમાય, તેજસ્વી હોઈ અપરાધીને પણ ક્ષમા આપે; ત્રણે પ્રકારના દુઃખને સહન કરવાની ધીરજ, પવિત્ર, દ્વેષરહિત, નિરભિમાન રહે; આ ગુણો જીવનમાં ઉતારે તો દૈવી જીવન થાય. (**ગીતા**)

**પ્રશ્ન** (૧) આ દૈવી ગુણોમાં તમે કેટલા પાળી શકશો?

(૨) ચિન્તા ક્રોધ તજવા શું કરવું?

(૩) અન્તઃકરણની શુદ્ધિ શાથી થાય?

(૪) તમારા ઘરમાં પ્રભુ માટે જ સર્વ વ્યવહાર કરવાને શું કરશો?

(૫) ઉદ્વેગ ન થવા માટે ઉપાય કહો.

---

*तप–आलोचने

# પાઠ ૧૪—શ્રીહરિરાયજી.

આ શ્રીહરિરાયજીનો પ્રાદુર્ભાવ સંવત્ ૧૬૪૭ના ભાદ્રપદ કૃષ્ણ પંચમીના રોજ થયો છે. શ્રીવલ્લભાધીશથી ચોથી પેઢીએ આ મહાનુભાવ શ્રીહરિરાયજીનો પ્રાદુર્ભાવ થયો છે. શ્રીવલ્લભાધીશના (૧) શ્રીગુંસાઇજી શ્રીગુંસાઇજીના (૨) શ્રીગોવિન્દરાયજી, શ્રીગોવિન્દરાયજીના (૩) શ્રીકલ્યાણરાયજી થયા, શ્રીકલ્યાણરાયજીના (૪) શ્રીહરિરાયપ્રભુચરણ થયા. શ્રીહરિરાયજી મહાનુભાવી હતા. શ્રીગોવર્ધનનાથજી સાથે વાર્તાલાપ કરતા. શ્રીહરિરાયજીના બ્રહ્મસંબંધગુરુ શ્રીગુંસાઈજીના ચતુર્થપુત્ર શ્રીગોકુલનાથજી છે. શ્રીહરિરાયજી પોતાના ગ્રન્થોમાં ગુરુ તરીખે નમન શ્રીગોકુલનાથજીને જ કરે છે. તે ગુરુ ભાવથી પૂર્ણ; વિદ્વાન્ અને મહાનુભાવી હતા; તેમના સમાગમમાં આવેલા શ્રીહરિરાયજીનામાં તે ગુણો ઉતરી આવ્યા હતા. શ્રીહરિરાયજીને સમ્પ્રદાયના માર્મિક સિદ્ધાન્તોનો લાભ પોતાના પિતૃચરણ શ્રીકલ્યાણરાયજીથી થયો હતો, શ્રીકલ્યાણરાયજીએ અનેક ગ્રન્થો લખ્યા છે, તે ઉપરથી શ્રીકલ્યાણરાયજીની મહાનુભાવતા અને વિદ્વત્તા સ્પષ્ટ સમજાય છે. શ્રીહરિરાયજીને શ્રીમહાપ્રભુજીના ઉપર દૃઢ વિશ્વાસ હતો. આપ વારંવાર લખે છે કે, આધુનિક વૈષ્ણવોને પરમફલનું દાન કરનાર શ્રીમહાપ્રભુજી છે. માટે શ્રીમહાપ્રભુજીનો જ દૃઢાશ્રય રાખવો, શ્રીમહાપ્રભુજીની કૃપાવિના આ

માર્ગમાં પ્રવેશ નહિ થાય. એવો આપનો મુદ્રાલેખ નીચે પ્રમાણે છે.

**तस्यैवास्यं कृपापूर्णः प्रभुः श्रीवल्लभाभिधः।**
**तदाश्रयः सदा कार्यो मनोवाक्कायवृत्तिभिः।**
**सर्वं श्रीवल्लभाचार्यप्रसादेन भविष्यति।**
**श्रीमदाचार्यचरणे मतिः स्थाप्या सदा स्वतः।**

ભગવાનના મુખારવિન્દરૂપ કૃપાલુ પ્રભુ શ્રીવલ્લભાધીશ છે, વાણી મન કાયા અને ઇન્દ્રિયોની વૃત્તિથી શ્રીમહાપ્રભુજીનો જ આશ્રય કરવો. શ્રીવલ્લભાચાર્યની કૃપાથી જ સર્વ સિદ્ધ થશે. માટે પોતે શ્રીમદાચાર્યચરણમાં જ બુદ્ધિ સ્થાપવી. આ મુદ્રાલેખ શ્રીહરિરાયજીના મનનો ભાવ આપણને સ્પષ્ટ દર્શાવે છે.

શ્રીહરિરાયજી અને શ્રીપુરુષોત્તમજીનો કેટલોક સમય મળતો હતો. શ્રીહરિરાયજીના વાકયોનો ઉલ્લેખ અને આશયો શ્રીયમુનાષ્ટક વિગેરેની ટીકામાંથી શ્રીપુરુષોત્તમજી નામ દેઈ ઉતારે છે. તે ઉપરથી સમજાય છે કે–શ્રીહરિરાયજીના અનેક ગ્રન્થોના વાચનનો લાભ શ્રીપુરુષોત્તમજીને મલ્યો છે. શ્રીહરિરાયજીની વયોવૃદ્ધ અવસ્થા હતી, ત્યારે શ્રીપુરુષોત્તમજી તરુણ હતા. શ્રીનાથજી સાથે વાર્તાલાપ કરવાનું સૌભાગ્ય શ્રીહરિરાયજીને જ મલ્યું હતું. શ્રીગોવર્ધનધરણ શ્રીનાથજી શ્રીહરિરાયદ્વારા જ અન્યને જતાવતા. એક વખત દશદિગન્તવિજયી શ્રીગોસ્વામી શ્રીપુરુષોત્તમજી શ્રીનાથદ્વાર પધાર્યા; ત્યારે ઉષ્ણકાલનો સમય હતો; આ સમયે શ્રીપુરુષોત્તમજીએ મોતીની મોજડીઓ ધરાવવા વિનતિ કરતાં શ્રીતિલકાયિતે રાજભોગ પર્યન્ત ધરાવવા આજ્ઞા આપી, પરન્તુ પરિચારકને સમજાવી ઉત્થાપન પર્યન્ત ધરાવી રાખવાની યોજના કરી. સુકોમલ શ્રીનાથજી ઉનાળામાં કેવી રીતે

લાંબો સમય મોજડી ધરી શકે ? આ વાત શ્રીનાથજીએ શ્રીહરિરાયજીને જણાવી, શ્રીહરિરાયજી આ વખતે શ્રીનાથદ્વારાથી થોડેક દૂર ખિમનોર ગામમાં બિરાજતા હતા. પ્રભુનો પરિશ્રમ દૂર કરવાને આપ ઘોડેશ્વાર થયા, શ્રીનાથદ્વાર પધાર્યા અને મોજડીઓ સરકાવી લીધી.

શ્રીપુરુષોત્તમજીનું અગાધ પાણ્ડિત્ય હતું, પરન્તુ શ્રીહરિરાયજીનો મહાનુભાવ આગળ વધી જતો; શ્રીપુરુષોત્તમજીને શ્રીસુબોધિનીજીનું વાચન કરતાં શંકા પડી, શંકાથી ખિન્ન થયા, શ્રીપુરુષોત્તમજીને ખેદવાળા જોઈ એક વૃદ્ધ બાઈએ કારણ પુછ્યું. શ્રીહરિરાયચરણદ્વારા કરેલા શ્રવણથી આપનો સન્દેહ દૂર કરી શકે એમ હોવાથી વૃદ્ધ બાઇએ આજ્ઞા લીધી. વૃદ્ધ બાઈએ તે પ્રસંગ શ્રીહરિરાયજી પાસે સાંભલ્યો હતો, તે વર્ણવી બતાવ્યો; તેનાથી જ શંકા દૂર થતાં શ્રીપુરુષોત્તમજીના આનન્દનો પાર ન રહ્યો.

શ્રીહરિરાયચરણ દીર્ઘાયુ હતા. ૧૨૦ વર્ષ ભૂતલ પર બિરાજ્યા, અને તે દરમ્યાન અનેક ગ્રન્થો આપે પ્રકટ કર્યા છે. કામાખ્યદોષવિવરણ,પુષ્ટિમાર્ગલક્ષણાનિ, સ્વરૂપનિર્ણય,ષોડશ ગ્રન્થ ઉપર ટીકા વગેરે અસંખ્ય ગ્રન્થો લખ્યા છે. સાચી વાત છે કે ફક્ત શ્રીહરિરાયજીના ગ્રન્થોદ્વારા શરૂઆતમાં સામ્પ્રદાયિક જ્ઞાન સંપાદન કરીએ તો પ્રભુનું સ્વરૂપજ્ઞાન, દીનતા, માર્ગના મર્મરૂપ નિઃસાધનતા શ્રીમદાચાર્યચરણનો દૃઢાશ્રય વિગેરે અલૌકિક શક્તિ તો ગ્રન્થોદ્વારા જ પ્રથમ પ્રકટ થઈ જાય, અરે શ્રીઠાકુરજીના મૂલ સ્વરૂપનું પણ ભાન થઈ જાય. માટે હાલના બાલકોને પણ આરંભમાં શ્રીહરિરાયજીના સરલ ભાવગૂઢ ગ્રન્થોથી જ સામ્પ્રદાયિક જ્ઞાન આપવામાં આવે તો ઘણો જ ફાયદો થાય.

## શ્રીહરિરાયજી.

શ્રીહરિરાયજી અને શ્રીપુરુષોત્તમજીના લેખન ઉપરથી સિદ્ધ થાય છે કે–પોતે પોતાને ગુરુતરીકે ન ઓળખાવતાં ગુરુદ્વાર તરીખે કહે છે, પોત ગુરુદ્વાર તરીખે રહી શરણાગત જીવને સાક્ષાદ્‌ગુરુ શ્રીમદાચાર્યચરણને શરણે લેઈ જઈ તેમનો જ દ્ઢાશ્રય કરવા આજ્ઞા કરે છે.

### શિક્ષાપત્ર.

એક સમય શ્રીહરિરાયજી પરદેશ પધાર્યા હતા, આપના નાનાભાઇ શ્રીગોપેશ્વરજી પોતાનાં વહુજી સહિત સેવામાં જ તત્પર રહેતા. શ્રીહરિરાયજીને ભવિષ્યકાલનું સ્વરૂપ પણ સમજાતું, શ્રીગોપેશ્વરજીનાં વહુજી થોડાક સમયમાં જ લીલા કરશે; એમ શ્રીહરિરાયજી જાણી ગયા. આ વિયોગાર્તિમાં સેવા છુટી જશે; એમ જાણી શ્રીહરિરાયજીએ દરરોજ એકએક પત્ર લખવા માંડયું. શ્રીગોપેશ્વરજીને સેવામાંથી નવરાશ મળે :નહિ; તેથી તે પત્રો એક ગોખમાં નાંખી મુકયાં. થોડા સમયબાદ શ્રીગોપેશ્વરજીનાં વહુજીએ લીલા કરી; શ્રીગોપેશ્વરજીના શોકનો પાર ન રહ્યો. તેમના સેવક વૈષ્ણવ હરિજીવનદાસે શ્રીગોપેશ્વરજીને કહ્યું કે–જો આ સમયે શ્રીહરિરાયજી હતે તો જરૂર આપને સમજાવત. શ્રીગોપેશ્વરજીએ પુછયું કે–શ્રીહરિરાયજીના પત્રો આવે છે? ત્યારે હરિજીવનદાસે ગોખમાં ધરેલાં પત્ર પૈકી પ્રથમ પત્ર આપ્યું, પત્ર વાંચી શ્રીગોપેશ્વરજીના ચિત્તને પરમ આશ્વાસન મલ્યું; શોક દૂર થયો. બીજાં પત્ર વાંચ્યાં, શોક તદન દૂર થયો, શાન્તિ મલી, સેવામાં ચિત્ત લાગ્યું, આ ૪૧ પત્ર છે. તે શિક્ષાપત્રના નામથી પ્રસિદ્ધ છે. આ શિક્ષાપત્ર ઘણું જ ઉપયોગિ છે. આ વાંચવાથી પ્રભુનો આશ્રય દ્ઢ થાય, અને આદર્શ વૈષ્ણવ બનાવવાનું ઉપયોગિ શિક્ષણ આપે છે. આ શિક્ષાપત્ર તો વૈષ્ણવોના ઘરમાં

દરરોજ સાંજરે વાર્તામાં વંચાય છે, અને તેનાથી ઘણો સારો ફાયદો થયો છે.

આપની બેઠકો ગોકુલ, નાથદ્વાર, જેસલમેર, સાવલી, ડાકોર, જંબુસર, ખીમનોર વિગેરે સ્થલે છે. એ બેઠકો સૂચવી આપે છે કે—આપ પરદેશ પણ પધારતા અને વધારે શ્રીનાથજી પાસે ખીમનોર ગામમાં બિરાજતા. અહો આપની ભગવત્સેવા પરાયણતા ! અહો ગ્રન્થાવલોકન અને ગ્રન્થલેખનશક્તિ ! અહો દીનતા ! અહો શ્રીવિપ્રયોગરસપૂર્વક મહાનુભાવત્વ ! એ શક્તિઓ શ્રીમદાચાર્યચરણાશ્રયદ્વારા જ મલે. અને તે જ શ્રીહરિરાયચરણના જીવનચરિત્રમાંથી સમજાય છે.

**પ્રશ્ન.** (૧) શ્રીહરિરાયજી કઇ શાલમાં પ્રકટ્યા ? અને શ્રીમદાચાર્યચરણથી કેટલી પેઢીએ ?

(૨) શ્રીહરિરાયજીને બ્રહ્મસંબંધ કોનું હતું ?

(૩) શ્રીહરિરાયજી અને શ્રીપુરુષોત્તમજીની સરખામણી કરો.

(૪) શ્રીહરિરાયચરણ સેવાના પરમ ફલ તરીખે કોને વર્ણવે છે ?

(૫) શિક્ષાપત્રોનો હેતુ વર્ણવો.

---

# પાઠ ૧૫—જય શ્રીકૃષ્ણ.

લોકમાં પરસ્પર પ્રભુનું નામ બોલવાનો ઘણો જ ઉત્તમ વ્યવહાર છે. આ રીતિ આપણા કાગળ પત્રના વ્યવહારમાં પણ હજુ ચાલી રહી છે. આપણે સામાસામી મળતાં અને કુંકુમપત્રિકા વગેરે સર્વ વ્યવહારમાં અવશ્ય 'જય શ્રીકૃષ્ણ' કરીએ છીએ. સારા સંસ્કારી વૈષ્ણવ કુટુંબોમાં સવારમાં ઉઠતાં જ પોતાના વડિલવર્ગને 'જય શ્રીકૃષ્ણ' કરવાની રીતિ આપણે જોઈએ છીએ, જેથી 'જય શ્રીકૃષ્ણ'ના વ્યવહારનો ઉચ્ચ આશય આપણે સમજવો જોઈએ. જય શ્રીકૃષ્ણને આપણે ભગવત્સ્મરણ કહીએ છીએ. ખરેખર તે ભગવાનનું સ્મરણ કરાવે છે. આપણે 'જય શ્રીકૃષ્ણ' કોને ઉદ્દેશીને કહીએ છીએ? *આપણે પ્રાણીમાત્રના હૃદયમાં બિરાજતા પ્રભુને ઉદ્દેશીને 'જય શ્રીકૃષ્ણ' કરીએ છીએ. શાસ્ત્ર આજ્ઞા કરે છે કે—'બુદ્ધિમાન્ પુરુષોએ સામાસામી ઉભા થવું, વિનય દર્શાવવો, નમસ્કાર કરવા, ભગવત્સ્મરણ કરવા, એ સર્વ વ્યવહાર હૃદયમાં બિરાજતા પ્રભુને ઉદ્દેશીને છે; એટલે ભગવદ્રૂપ સમજીને સર્વ વ્યવહાર કરીએ છીએ; માટે નીચ ઉચ્ચનો ભેદ રાખ્યા વિના સામાસામી 'જય શ્રીકૃષ્ણ' કરવા. ભગવાનનું સ્મરણ નીચ અને ઉચ્ચ દરેક જાતિમાં સમાન રીતે કરવાથી આપણા હૃદયમાં દરેક પ્રત્યે સમાનતાબુદ્ધિ સ્ફુરે છે, પ્રભુ દરેકના હૃદયમાં બિરાજે છે, માટે બ્રાહ્મણ ક્ષત્રી વૈશ્ય શૂદ્ર એ ચારે વર્ણે પરસ્પર ભગવત્સ્મરણ છૂટથી કરવા, હું બ્રાહ્મણ; આ શૂદ્રને 'જય શ્રીકૃષ્ણ' કેમ કરૂં? કે હું શૂદ્ર; બ્રાહ્મણને 'જય શ્રીકૃષ્ણ' કેમ

*શ્રીપુરુષોત્તમજી મહારાજના 'जय श्रीकृष्णवाद' નામના ગ્રન્થ ઉપરથી.

કરૂં ? એવી શંકા લાવવી નહિ. આપણે તો ભગવત્સ્મરણ કરતાં ભક્તના હૃદયમાં બિરાજતી ભગવાનની મનોહર મૂર્તિનું સ્મરણ કરવું છે. પછી તે બ્રાહ્મણ હો કે શૂદ્ર હો, ચાંડાલ હો કે ગમે તે હો, જે હો તે હો, તો પણ આપણે 'જય શ્રીકૃષ્ણ' કરવા. જેમ યતિલોકો સામાસામી મલે છે ત્યારે 'નમો નારાયણ,' કહે છે, તેઓ પરસ્પર ભેદ રાખ્યા વિના સર્વને નારાયણરૂપ જાણીને બોલે છે, તેમ આપણે પણ ભેદ રાખ્યા વિના 'જય શ્રીકૃષ્ણ' કહેવા. જો કોઈ 'જય શ્રીકૃષ્ણ' કહેતાં વર્ણાશ્રમના અભિમાનને લઇને કોપી ઉઠે તો વૈષ્ણવજનને તેની ક્ષમા જ માગવી, અને તેને નમસ્કાર કરી શાન્ત કરવો, વધારે કોપાવવો એ વૈષ્ણવોનું લક્ષણ નથી. ક્ષમા કરવી અને ક્ષમા માગવી એ વૈષ્ણવને ભૂષણરૂપ છે. આપણે કોઈ વર્ણને ખોટું લગાડવા 'જય-શ્રીકૃષ્ણ' કરતા નથી, આપણો આશય ઉમદા છે. પ્રભુનું નામ કર્ણદ્વારા હૃદયમાં જાય અને હજારો પાપ ધોવાઈ શુદ્ધ થઈ જાય, એ 'જય શ્રીકૃષ્ણ'નું માહાત્મ્ય છે. જે નામથી અજામીલ જેવા પાપી, શુદ્ધ થઈ તરી ગયા; તેવા પવિત્ર નામથી આપણે સર્વ વ્યવહાર કરીએ છીએ. પત્રમાં પણ ભગવત્સ્મરણ અથવા 'જય શ્રીકૃષ્ણ' લખવા, અને સર્વ વ્યવહારમાં પ્રભુના નામને જોડવા ટેવાવવું જોઇએ. આવું શુભાચરણ અમલમાં મુકનારે 'સલામ' અને 'સાહેબજી' વિગેરે શબ્દનો વ્યવહાર વૈષ્ણવોમાં પરસ્પર ન જ કરવો જોઇએ. જે આ ભગવત્સ્મરણ કરતાં શરમાય તેને વૈષ્ણવ કેમ કહેવાય? ભગવાનનું નામ બોલતાં કોણ શરમાય ? જે હૃદયબલ વગરનો હોય તે શરમાય.

**પ્રશ્ન.** (૧) જય શ્રીકૃષ્ણ કોને ઉદ્દેશી કહો છો ?
(૨) જય શ્રીકૃષ્ણનો વ્યવહાર ક્યાં ન કરવો ?
(૩) કોઈ જય શ્રીકૃષ્ણથી કોપે તો શું કરવું ?

# પાઠ ૧૬—શ્રીદેવકીનન્દનજી.

શ્રીપ્રભુચરણ શ્રીગુંસાઈજીના પંચમ પુત્ર શ્રીરઘુનાથજી થયા, અને એ શ્રીરઘુનાથજીના જ્યેષ્ઠકુમાર શ્રીદેવકીનન્દનજી છે. આપશ્રીનો પ્રાદુર્ભાવ સંવત ૧૬૩૪ ના માર્ગશીર્ષ સપ્તમીને દિવસે થયો છે. શ્રીગોકુલનાથજીના (ચતુર્થલાલજીના) જન્મ-દિનનો અને આ શ્રીદેવકીનન્દનજીના જન્મદિનનો ઉત્સવ એક સરખો જ આવે છે. શ્રીદેવકીનન્દનજી પ્રભાવશાલી હતા, આપશ્રીના અનન્ય પ્રભાવનું વર્ણન તેઓશ્રીના પુત્ર શ્રીરઘુનાથજીએ કરેલા નામચિન્તામણિ ગ્રન્થ ઉપરથી સ્પષ્ટ સમજાય છે. આ ગ્રન્થમાં શ્રીદેવકીનન્દનજીની નામાવાલી યોજી છે, તે નામદ્વારા જ આપશ્રીના ગુણોનું વર્ણન કરેલું છે. આપનું સ્વરૂપ નીલમેઘ સમાન શ્યામસુંદર હતું.

**देवकीनन्दनः श्रीमान् जानकीगर्भसम्भवः ।**
**रघुनाथात्मजः पुण्यो भक्तपांघ्रिसरोरुहः ।**

શ્રીદેવકીનન્દનજીનાં માતુશ્રીનું નામ શ્રીજાનકીજી હતું. આપશ્રીનાં ધર્મપત્નીનું નામ શ્રીચન્દ્રાવલીજી હતું. શ્રીદેવકીનન્દનજીને ત્રણ લાલજી હતા. શ્રીરઘુનાથજી, શ્રીલક્ષ્મણજી અને શ્રીવલ્લભજી.

સમ્પ્રદાયમાં શ્રીમદ્ગોસ્વામિકુલમાં અનેક વિદ્વાનો થયા છે. તે પૈકી શ્રીદેવકીનન્દનજીનું પાણ્ડિત્ય પણ અગાધ હતું. જેમને બાલ્યાવસ્થામાં શ્રીગુંસાઇજી અષ્ટાક્ષરમન્ત્રના ઉચ્ચાર પૂર્વક ખેલાવતા, જેમનાં આઠેક વર્ષ શ્રીગુંસાઇજીના સહવાસમાં ગયાં, તેવા સત્સંસ્કારી ગોસ્વામિબાલક શ્રીદેવકીનન્દનજીમાં સામ્પ્રદાયિક

શ્રીમહાપ્રભુજી સં૦ ૧૫૩૫. શ્રીરઘુનાથજી સં૦ ૧૬૧૧.
શ્રીગુંસાઇજી સં૦ ૧૫૭૨ શ્રીદેવકીનન્દનજી સં૦ ૧૬૩૪.

સારા સંસ્કાર હોય અને અગાધ પાણ્ડિત્ય હોય એ સંભવિત છે. સમ્પ્રદાયમાં આ વાત પ્રસિદ્ધ છે કે—શ્રીગુંસાઇજી અષ્ટાક્ષર-મંત્રનો ધીમે ધીમે ઉચ્ચાર કરીને વાત્સલ્ય ભાવથી પોતાના હસ્તકમલને શ્રીદેવકીનન્દનજીના મુખ ઉપર ફેરવીને રમાડતા હતા, અને નામવલીમાં 'विठ्ठलेशकराम्भोजसंलालितमुखाम्बुजः' એવું નામ છે. શ્રીવિઠ્ઠલેશપ્રભુચરણના હસ્તકમલથી જેમના મુખારવિન્દને લાલન થયું હતું; અહો! લોકોત્તર બાલકોનું ખેલાવવું પણ લોકોત્તર જ હોય છે. ખેલાવતાં પણ અષ્ટાક્ષર-મંત્રનો ઉચ્ચાર થાય, આવો ભગવન્મય વ્યવહાર ઉચ્ચ સંસ્કાર કેમ ન પાડી શકે? અત્યન્ત કોમલ વયના બાલકના કર્ણમાં શ્રીગુંસાઇજીએ અષ્ટાક્ષરમંત્રનું બીજરૂપે સ્થાપન કરી શ્રીદેવકી-નન્દનજીનું ચારિત્ર્ય ભગવન્મય બનાવી દીધું. શ્રીપ્રભુચરણે અષ્ટા-ક્ષરદ્વારા પોતાનું તેજ આપશ્રીનામાં સ્થાપન કર્યું.

આપશ્રીના આશ્રયમાં અનેક વિદ્વાન્ પંડિતો રહેતા. તે પૈકી તારા નામના દક્ષિણી પંડિતજી વૈષ્ણવધર્મ સ્વીકારી સામ્પ્રદાયિક દીક્ષા લેઇ ગોકુલમાં સદાય આપની પાસે જ રહેતા હતા, આ તારા નામના પણ્ડિતે 'વિદગ્ધમુખમંડન' વિગેરે ગ્રન્થો ઉપર ટીકા ચોજી છે.

જ્યારે શ્રીગોકુલનાથજીને સંન્યાસી ચિદ્રૂપ સાથે ભારે વિગ્રહ થયો ત્યારે શ્રીદેવકીનન્દનજી પરગામ બિરાજતા હતા; આ વિપત્તિની ખબર પડતાં જ આપ ભોજન પણ ન લેતાં કાકાજી શ્રીગોકુલનાથજી પાસે કાશ્મીર તરફ પધાર્યા, અને હરાડી ભરાડી આગળ આપશ્રી કાકાજીને મલ્યા. સમ્પ્રદાયને રક્ષણ કરવાની આવી તીવ્ર લાગણી શ્રીગોસ્વામિબાલકો રાખતા, અને રાખવી પણ જોઇએ.

## શ્રીદેવકીનન્દનજી.

આપશ્રીના નાનાભાઈ શ્રીગોપાલલાલજીએ કાઠિયાવાડાદિ પ્રદેશોમાં 'જય ગોપાલીયા' પંથ પ્રવર્તાવ્યો છે. શ્રીગુંસાઈજીની માફક શ્રીદેવકીનન્દનજી પણ સંગીતના શોખીન હતા. શ્રીગુંસાઈજીની માફક આપે ભક્તિમાર્ગનો પ્રચાર કરવા સર્વ તીર્થોની યાત્રા કરી છે. ભક્તિમાર્ગના અન્તરંગ ધર્મોના પાલન ઉપરાન્ત બાકીના સમયમાં આપ વૈદિક (બહિરંગ) ધર્મોનું પણ પાલન કરતા. કારણકે આપને તો વેદની રક્ષા કરવી છે. આપે ભાષ્ય નિબંધ વિગેરે ગ્રન્થોને ઘણી જ નિપુણતાથી અવલોકયા હતા. આપે શ્રીયમુનાષ્ટકની ટીકા, બાલબોધ ઉપર પ્રકાશ, રસાબ્ધિમહાકાવ્ય' સેવાફલની ટીકા, અને નામરત્નાખ્યની ટીકા વિગેરે ગ્રન્થો લખ્યા છે, આ સર્વ ગ્રન્થો છપાઈ પ્રકટ થઈ ગયા છે. આપણે વ્યુત્પત્તિ થવાને અન્ય રઘુવંશાદિ કાવ્યોનો ભણવામાં ઉપયોગ કરીએ છીએ, એને સ્થાને રસાબ્ધિકાવ્ય જો વ્યુત્પત્તિ માટે ભણાવવામાં આવે તો, એક કામ દો કાજ થાય, વ્યુત્પત્તિ થાય, અને ભગવલ્લીલા સમજાય. માટે શાલા અને સ્કુલમાં આવા કાવ્યોનો ઉપયોગ જરૂર કરવો જોઈએ.

શ્રીદેવકીનન્દનજી કેટલા વર્ષ ભૂતલ ઉપર બિરાજ્યા એ નિશ્ચય નથી. આવા ભગવન્નિષ્ઠ આચાર્યવંશશિરોમણિ શ્રીદેવકીનન્દનજીના ચારિત્રથી આપણને સમ્પ્રદાયની ઉચ્ચ ભાવના પ્રત્યક્ષ ખડી થાય અને આવા ચરિત્રને વાંચવાથી જ આપણા હૃદયમાં ભગવદ્ભાવ સ્ફુરે તો નવાઈ નથી. કારણ કે તે શુદ્ધ ચરિત્રમાં જ એ માહાત્મ્ય રહેલું છે.

**પ્રશ્ન** (૧) શ્રીદેવકીનન્દનજી કઈ શાલમાં પ્રકટયા ?
(૨) આપશ્રીના પિતાશ્રી માતાશ્રી ભાઈશ્રી અને પુત્રોનાં નામ આપો.
(૩) આપે કયા ગ્રન્થો લખ્યા ?
(૪) શ્રીમહાપ્રભુજીથી કેટલી પેઢીએ આપ પ્રકટ થયા ?
(૫) શ્રીગુંસાઈજીની સાથે આપને કેવો સંબંધ હતો ?

# પાઠ ૧૭—વૈષ્ણવચિન્હ.

જેમ રાજકીય પુરુષ પોતાનાં રાજચિન્હ ધરીને જ રાજદરબારમાં જાય છે, જો રાજચિન્હ ધારણ કર્યા વિના દરબારમાં જાય તો રાજા તેના ઉપર નારાજ થાય છે, તેવી રીતે આપણે તો પ્રભુના પ્રિય સેવક ઠર્યા. આપણાથી પ્રભુના દરબારરૂપ આ જગત્માં પ્રભુચિન્હ વિના કેમ રહેવાય? પલવાર પણ પ્રભુના સેવાચિન્હ વિના ન રહી શકીએ. કારણ કે પ્રભુ પોતાના સેવકને પલવાર પણ વિસરતા નથી. પ્રભુ તો તિલકમુદ્રા અને તુલસીમાલા ધારણ કરનારા સેવકની જ સેવા સ્વીકારે છે, માટે આપણે પ્રસાદી કુંકુમથી ઊર્ધ્વતિલક કરવું. ગોપીચંદનથી પ્રભુના નામની મુદ્રાઓ કરવી, અને તુલસીમાલા રાતદિન ધારણ કરી રાખવી. તુલસીમાલા તો આપણી સામા થતા કલિના દોષોથી આપણને બચાવે છે. તુલસીમાલા વિના જો જલ પીવાય કે જમીએ તો મહાન્ દોષ લાગે છે; એવું *શાસ્ત્રવચન છે. તુલસીમાલા શ્રીમહાપ્રભુજીનું સ્મરણ કરાવે છે. માટે સવારે ઉઠતાં સાંજે સૂતાં તુલસીમાલાદ્વારા શ્રીમહાપ્રભુજીનું સ્મરણ કરવું. તુલસીમાલા વિના સંધ્યા વિગેરે કંઈ પણ કર્મ કરે તો નિષ્ફલ જાય છે. આપણી જપ કરવાની માલા પણ તુલસીની હોવી જોઇએ. આ સર્વ ચિન્હો ધારણ કરનાર વૈષ્ણવના શિવજી પણ વખાણ કરે છે.

---

यत्कण्ठे तुलसी नास्ति ते नरा मूढमानसाः ।
अन्नं विष्टा जल मूत्रं पीयूषं रुधिरं भवेत् ॥
ततः सर्वेषु कालेषु धार्या तुलसीमालिका ।
क्षणार्धं तद्विहीनोपि विष्णुद्रोही भवेन्नरः ॥ ( पद्मपुराणे )

ये कण्ठलग्नतुलसीनलिनाक्षमाला
ये बाहुमूलपरिशोभितशंखचक्राः ।
ये वा ललाटफलके लसदूर्ध्वपुण्ड्रा—
स्ते वैष्णवा भुवनमाशु पवित्रयन्ति ।
(ब्रह्मोत्तरखण्डे दशमाध्याये)

જેમના કંઠમાં તુલસીમાલા, બાહુમાં શંખચક્ર વિગેરે ચિન્હો, લલાટમાં ઊર્ધ્વપુણ્ડ્ર છે, તે વૈષ્ણવો જગત્‌ને પવિત્ર કરે છે.

કેટલાક સમ્પ્રદાયમાં તપેલી શંખાદિમુદ્રા ધારણ કરવાનો રીવાજ છે, તપેલી મુદ્રાનો શાસ્ત્રમાં નિષેધ કર્યો છે; માટે આપણે તપેલી મુદ્રા ન લેઈએ. પણ ગોપીચન્દનથી જ મુદ્રા કરીએ. દણ્ડાકાર અથવા ભગવાનના ચરણારવિન્દની સમાન આકૃતિવાલું તિલક કરવું. તેના મધ્યમાં મુદ્રાઓ કરવી. ભગવાન્‌ના ચરણારવિન્દધારણ કરનારને ભગવાન્ કેમ વિસરે? તિલક ભગવાન્‌ના ચરણનું સ્મરણ કરાવે છે.

વૈષ્ણવનાં આ બાહ્ય ચિન્હ હૃદયમાં પણ વૈષ્ણવતા ઉત્પન્ન કરે છે. આ વૈષ્ણવચિન્હ ધારણ કરવામાં જેને ગ્લાનિ આવતી હોય તો તેનામાં આપણે વૈષ્ણવતાની આશા કેમ રાખી શકીયે? અરે ! સ્વધર્મનો પ્રાણ ગયે પણ ત્યાગ કેમ થાય. યજ્ઞોપવીતવત્ માલા ધારણ કરવી. એવી શ્રીમહાપ્રભુજીની આજ્ઞા છે. ચિદ્રૂપ નામનો સંન્યાસી માલાતિલકનો વેરી હતો; તેણે જહાંગીર બાદશાહની મદદથી માલાતિલક ઉતરાવવાનો પ્રયત્ન કર્યો હતો. આ જબરહુમલા સામે શ્રીગુંસાઈજીના ચતુર્થ લાલજી શ્રીગોકુલનાથજીએ શાસ્ત્રાર્થ વિગેરે કરી માલાનું રક્ષણ કર્યું હતું. આ વખતે આપણા પૂર્વજોએ તિલકમાલાનું રક્ષણ કરવા માટે જે પ્રાણ પાથર્યા છે, તેમજ તિલકમાલા કંઠમાંથી દૂર થતાં અન્નજલનો

પણ ત્યાગ કર્યો હતો, તે તિલકમાલાને ધારણ કરવામાં જો બેદરકાર રહીએ તો આપણને નીચું જોવું પડે. તિલકમાલા નહિ ઉતારવાનો સત્યાગ્રહ કરનાર વીર દેવાભાઇએ જે જવાબ આપ્યો છે, તે વાંચતાં માલાતિલક આપણા માર્ગમાં પ્રાણ બરાબર વહાલાં છે એમ સમજાશે:—

'માલા કેમ ઉતારીએ જે આપી છે જગદીશ,
એ કોણ છે માલા ઉતરાવે માલા બાંધી શીષ.
શીષ જે બાંધી છે તે શીષ સાથે જાય;
પણ હાથે કરી માલા ઉતારૂં એવું કેમ કરી થાય.

પ્રશ્ન (૧) તિલક કેવું કરવું ? શાનાથી કરવું ?
(૨) તિલકમાલા વિના રહેનારને થતા દોષો ?
(૩) તપ્તમુદ્રા આપણાથી ધારણ થાય ?

---

(આ પાઠમાં નિબંધ સર્વ નિર્ણયકારિકા ૨૪૨ ઉપરનો આવરણભંગ, તુલસીમાલા ધારણવાદ, શ્રીઊર્ધ્વપુણ્ડ્રમાર્તણ્ડ, શંખચક્રધારણવાદ, વિગેરેમાંથી ઉપયોગી પ્રમાણો યોજવાં.

# પાઠ ૧૮—મનુષ્ય—જન્મ.

મન તું અબહુ ચેત સવેરો. ધ્રુવ *
અનેક જન્મ તેં ભટકત ડોલત; કયાં હુ સ્વાસ્થ્ય નહિ તેરો.—મન૦
પશુયોનિમેં પેટ ભરત તું; ડરત નહિ ભવફેરો,
જ્ઞાનસહિત મનુષા દેહ પાયો; કરિ લે યતન ઘનેરો.—મન૦
યેહી જનમતે પાર પડેગો; પ્રભુ સન્મુખ જા નેરો,
દાસકી વિનતિ અબ માની લે; શ્રીવલ્લભ શરણ ગ્રહેરો.—મન૦

# પાઠ ૧૯—શ્રીકૃષ્ણ.

ભગવાન્ શ્રીકૃષ્ણને વેદાન્તમાં બ્રહ્મ, સ્મૃતિમાં પરમાત્મા, ભાગવતમાં ભગવાન્, એવા શબ્દથી કહે છે. બ્રહ્મા વિષ્ણુ અને રુદ્ર એ ત્રણ ગુણાવતાર છે. ભગવાન્ પુરુષોત્તમ નિર્ગુણ પરબ્રહ્મ છે. ભગવાન્ ક્ષર અને અક્ષર કરતાં ઉત્તમ છે. ક્ષર એટલે તૃણથી આરંભી બ્રહ્મા પર્યન્તને ક્ષર કહેવાય, અને અક્ષર તો ભગવાનના ધામરૂપ છે, ગણિતાનન્દ છે. ભગવાન્ અંશ કલા આવેશ એવા અનેક અવતાર ધારણ કરે છે, પરન્તુ જ્યારે આપ પૂર્ણ અખંડ સ્વરૂપે પ્રકટ થાય છે ત્યારે **શ્રીકૃષ્ણ** કહેવાય છે. (પાઠ ૩૩માં ભગવાનનાં ત્રણ સ્વરૂપ કહ્યાં છે.)

ભગવાન્ જ્યારે વ્યાપિવૈકુણ્ઠમાંથી અહિં ભૂતલ ઉપર નીચે ઉતરે છે; ત્યારે તેને આપણે પ્રાકટ્ય—આવિર્ભાવ—અવતાર—એવા શબ્દથી કહીએ છીએ. જો શૈવાલથી જલ ઢંકાઈ ગયું હોય તો આપણે જલને દેખી શકતા નથી, તેમ ભગવાને જગત્‌ને ઉત્પન્ન કરતી વખતે પોતાને રમણ કરવા ગુણમયી માયા પ્રકટ કરી છે, તે માયા જલશૈવાલની માફક આડા પડદારૂપ થઈ આપણને ભગવાનના સ્વરૂપને દેખવા દેતી નથી. ભગવાન્ સર્વત્ર વ્યાપક છતાં આપણને દેખવા દેતી નથી. જેમ જલના જેટલા ભાગમાંથી શૈવાલ દૂર થાય તેટલા ભાગમાં જલ દેખી શકાય છે; તેમ ભગવાન પોતાની ઇચ્છાથી જેટલા ભાગમાંથી માયાનું આવરણ દૂર કરે તેટલા પ્રમાણમાં આપણને ભગવાનનું સ્વરૂપ દેખાય છે.

જો સંપૂર્ણ અપસરણ ન કરતાં અંશમાત્ર જ આવરણ દૂર કરે તો અંશાવતાર કહીએ છીએ. જો માયાનું આવરણ સંપૂર્ણ દૂર કરી પોતાના સ્વરૂપનું સંપૂર્ણ દર્શન કરાવે તો આપણે પૂર્ણાવતાર કહીએ છીએ. અવતાર એટલે વૈકુણ્ઠમાંથી અત્ર નીચે ઉતરવું; એ અવતાર કહેવાય. સારસ્વત કલ્પમાં પરબ્રહ્મ પુરુષોત્તમ જગદુદ્ધાર કરવાને માયાનું સમ્પૂર્ણ આવરણ દૂર કરીને પૂર્ણ અખંડ પ્રકટ થયા, તેમને જ વૈદિક સમ્પ્રદાયવાલા **કૃષ્ણ** કહે છે. સર્વ શકિતયુકત પ્રકટ થયા તેથી **શ્રીકૃષ્ણ** કહીએ છીએ.

*શ્રીકૃષ્ણ શબ્દમાં **कृष्** અને **ण** એમ બે મલીને શ્રીકૃષ્ણ થાય છે. **कृ** એટલે સત્તા, **ण** આનન્દદાયક છે; એ બન્ને મલી પરબ્રહ્મ સચ્ચિદાન્દ સદાનંદ એવો અર્થ થાય છે. માટે સર્વથી ઉત્તમોત્તમ દેવ ×શ્રીકૃષ્ણચન્દ્ર છે. એ જ સેવ્ય છે.

**પ્રશ્ન.** (૧) ભગવાનને શાસ્ત્રમાં શું કહે છે?

(૨) અંશાવતાર ક્યારે કહેવાય?

(૩) પૂર્ણાવતાર ક્યારે કહેવાય?

(૪) શ્રીકૃષ્ણ શબ્દનો અર્થ?

---

* कृषिर्भूवाचकः शब्दः णश्च निर्वृत्तिवाचकः। तयोरैक्यं परं ब्रह्म कृष्ण इत्यभिधीयते। कृष्णस्तु भगवान् स्वयम्।

× શ્રીકૃષ્ણચન્દ્રનું જે લોકવેદપ્રસિદ્ધ સ્વરૂપ છે તેનું આ વર્ણન થયું. ભગવાનનું લોકવેદાતીત અને જે અનુભવૈકવેદ્ય છે તેનું વર્ણન પ્રસંગે કરીશું. આ સ્વરૂપ શ્રીગુંસાઇજી પ્રભુચરણે 'भावैरंकुरित' શ્લોકમાં અને શ્રીહરિરાયજીએ શ્રીકૃષ્ણશબ્દાર્થ નિરૂપણ નામના ગ્રન્થમાં સમજાવ્યું છે. અને સુબોધિનીજીના ફલપ્રકરણમાં સ્પષ્ટ ઉલ્લેખ્યું છે, તે સ્વરૂપ અનુભવૈકવેદ્ય છે.

# પાઠ ૨૦—મૂર્ત્તિ—સ્વરૂપ.

આપણા સમ્પ્રદાયમાં મૂર્ત્તિને સ્વરૂપશબ્દથી જ કહીએ છીએ. તેનું મર્મ વિચારવા જેવું છે. અન્ય સમ્પ્રદાયોમાં મૂર્ત્તિપૂજકો જેમ મૂર્ત્તિ અને મૂર્ત્તિની અંદર રહેલા દેવતા જુદા માને છે. કેટલાક લોકો ઈશ્વર પ્રત્યે શ્રદ્ધા પૂરતી જ મૂર્ત્તિપૂજા સ્વીકારે છે. મૂર્ત્તિને જડ માને છે. આરંભમાં પગથીઆ રૂપ માને છે.* પરંતુ એ માન્યતા બહુ જ ખોટી છે. જે વસ્તુને માણસે ખાત્રી કરી કે આ તો જડ છે, તો પછી તેના પૂજનથી શું ફલ? પરમાત્મા ઉપર શ્રદ્ધા કેમ થાય?-જડ માનીને સેવા-શૃંગાર કેમ સંભવે? આપણા સમ્પ્રદાયમાં તેમ નથી. આપણા સમ્પ્રદાયમાં સાક્ષાદ્ ભગવત્સ્વરૂપે જ બિરાજે છે, ભગવાન્ જુદા અને આ સ્વરૂપ જુદું, એવી માન્યતા જ નથી. પ્રભુ પણ મૃદાદિ સ્વરૂપદ્વારા જીવનો ઉદ્ધાર કરવાની ઈચ્છા થતાં આપ તે સ્વરૂપે જ પ્રકટ થાય છે. જ્યાં હસ્ત ત્યાં હસ્ત, જ્યાં મુખ ત્યાં મુખ, જ્યાં પાદ ત્યાં પાદ, એમ સ્વેચ્છાથી જ મૃદાદિસ્વરૂપે જ પ્રકટ થાય છે. આ સ્વરૂપમાં જ પોતાના સર્વ ધર્મો પ્રકટે છે; માટે પ્રભુને કુંડલ વિગેરે જે શૃંગાર અર્પણ થાય છે તે સાક્ષાદ્ અંગને કરાય છે. અગ્નિને અડકતાં દાહ થાય તેમ આ સ્વરૂપના સેવનસ્પર્શથી આપણાં પાપ બલી જાય. આ સ્વરૂપનો અપરાધ; એ ભગવાન્નો જ અપરાધ થાય છે. માટે શીત વિગેરે ઋતુનો વિચાર કરી આપણા સમ્પ્રદાયમાં ભગવાન્ને જેમ સુખ થાય તેમ સેવા કરવામાં આવે છે, ઉપાસના માર્ગમાં મન્ત્રાદિકથી આવાહન કરે છે.

* (न प्रतीकेन हि सः ४-१-४)

ભક્તિમાર્ગમાં તો પ્રેમથી તે સ્વરૂપમાં જ પ્રકટ થાય-છે, ઉપાસનામાર્ગમાં મૂર્ત્તિના સુખનો વિચાર નથી, પણ વિધિનો વિચાર છે. ભક્તિમાર્ગ–સ્નેહમાર્ગ–હોવાથી પ્રભુના આનંદનો વિચાર કરવો જ જોઇએ. અને આ દૃષ્ટિએ આપણા માર્ગનો સેવાપ્રકાર રચાયો છે.

સેવામાં ભગવાન્ શ્રીકૃષ્ણચન્દ્રનું જ સ્વરૂપ સેવવું. પરબ્રહ્મ શ્રીયશોદોત્સઙ્ગલાલિત શ્રીગોપીજનવલ્લભ તે સ્વરૂપરૂપે પ્રકટ થાય છે, અને ભક્તને સ્વીકારે છે. શ્રીકૃષ્ણચન્દ્ર વિના અન્ય સ્વરૂપોમાં તો વિભૂતિ કે આવેશનો જ પ્રવેશ થાય છે. તેમાં સાક્ષાદ્ ભગવત્સ્વરૂપ પ્રકટ થતું નથી, તેથી આપણે શ્રીકૃષ્ણચન્દ્રનું જ સ્વરૂપ સેવીએ. આ સ્વરૂપને જેમ જેમ સુન્દર થાય તેમ તેમ પ્રેમપૂર્વક શંગાર વિગેરે ધરાવવું. શ્રીમહાપ્રભુજીની આજ્ઞા મુજબ શ્રીઠાકુરજીના સુખનો વિચાર કરી સેવા કરવી. આપ સર્વત્ર જલમાં સ્થલમાં વસ્તુમાત્રમાં વ્યાપક છતાં પ્રહ્લાદાદિ ભક્તોનો ઉદ્ધાર કરવા માટે ઇચ્છાશરીર ધારણ કરી પ્રકટ થાય છે. શ્રીગોવર્ધનધરનું સ્વરૂપ પણ આ કલિના જીવોનો ઉધ્ધાર કરવા શ્રીગિરિરાજમાંથી પ્રકટ થયું. તેમ શ્રીકૃષ્ણસ્વરૂપે આપ ભક્તને ઘેર સ્વરૂપરૂપે પ્રકટી બિરાજે છે. માટે પ્રભુ શ્રીકૃષ્ણચન્દ્રના સ્વરૂપને પધરાવી આપણે ઋતુના અનુસાર પ્રેમથી સેવા કરવી.

સાર—હસ્તપાદાદિક સ્વરૂપે સાક્ષાદ્ ભગવાન્ શ્રીગોપીજનવલ્લભ જ પ્રકટ થાય છે, માટે સ્વરૂપના સુખનો વિચાર કરવો, અન્યસ્વરૂપમાં શ્રીકૃષ્ણચન્દ્રનું પ્રાકટ્ય નથી. મૂર્ત્તિ એ સાક્ષાદ્ ભગવત્સ્વરૂપે છે.



# પુષ્ટિમાર્ગોપદેશિકા.

## ભાગ ૧.

(દ્વિતીયા કક્ષા.)

मयि चेदस्ति विश्वासः
श्री गोपीजनवल्लभे ।
तदा कृतार्था यूयं हि
॥चनीयं न कर्हिचित,

જુઓ વિશ્વાસ મારામાં; ગોપિકાનાથમાં હશે.
તમે કૃતાર્થ છો તેથી. પછી ના શોચવું થશે.

**શ્રીમહાપ્રભુજી અને શ્રીપ્રભુચરણના સંવાદમાં**

**(શ્રીઠાકુરજી)**

# द्वितीयकक्षा.

## २१—પુષ્ટિમાર્ગનું મૂલ.

*અનુગ્રહ એ પુષ્ટિમાર્ગનું મૂલ છે. આ વાત આપણે શાસ્ત્રીય દૃષ્ટાન્તથી વિચારીએ. જ્યારે આપણે કોઈ લાંબે પન્થે ચઢી ગયા હોઇએ, ત્યારે જે આપણને સરલ માર્ગ દર્શાવે છે, તેને આપણે કૃપાલુ અથવા અનુગ્રહવાલો કહીએ છીએ. એક સભામાં એક મહાન્ પાપીએ આવીને, હાથ જોડી સભાસદોને વિનતિ કરી કે—હું મહાન્ પાપી છું, મારે પાપમાંથી શુદ્ધ થવું છે, પરંતુ શાસ્ત્રમાં પાપ ધોવાને જે મોટી શુધ્ધિ કહી છે; તે મારાથી બની શકે એવી નથી, માટે કૃપા કરી મારી શક્તિ જોઈ આપ આજ્ઞા કરો. સભાસદોએ દયા વિચારી, કૃપા કરી, તેને તેની શક્તિ મુજબ એક સરલ શુદ્ધિ દર્શાવી. અને તે પ્રમાણે શુધ્ધિ કરવાથી તે પાપી પાપમાંથી મુક્ત થયો. આ સભાસદોની કૃપાનું પરિણામ છે. સભાસદોમાં સરલ માર્ગ દર્શાવવા કૃપા હતી તેથી પાપી શુદ્ધ થયો.

તેમ ભગવાને શાસ્ત્રના અનેક માર્ગો દર્શાવ્યા છે. તેમાં સરલમાં સરલ માર્ગ આ જીવોને તરવાને માટે દર્શાવ્યો છે.

---

भक्तिमार्गस्य कथनात्पुष्टिरस्तीति निश्चयः ।

આ શ્લોકપરની શ્રીપુરુષોત્તમજીની ટીકામાંથી આ પાઠ રચ્યો.

* અન્વય અને વ્યતિરેકથી આ વાત સાબીત કરવી છે.

**અન્વયમાં** દૃષ્ટાન્ત સભાનું છે, જ્યાં અનુગ્રહ છે ત્યાં સરલમાર્ગદર્શન છે. જ્યાં જ્યાં સરલમાર્ગ દર્શાવ્યો છે ત્યાં ત્યાં અનુગ્રહ છે. સભાએ સરલ માર્ગ દર્શાવ્યો એ અનુગ્રહનું દૃષ્ટાન્ત છે.

**વ્યતિરેકમાં** નૃગરાજાનું દૃષ્ટાન્ત આગળ આપેલું છે. જ્યાં અનુગ્રહ નથી, ત્યાં સરલમાર્ગદર્શન નથી. બ્રાહ્મણોએ નૃગરાજાને સરલમાર્ગ ન દર્શાવતાં તેનો પાત કર્યો, એ અનુગ્રહ ન હોવાનું દૃષ્ટાન્ત છે.

જેનું નામ ભક્તિમાર્ગ છે. ભક્તિમાર્ગ એવો સરલ છે કે—જેમ સારા માર્ગમાં આંખમીચી દોડનાર માણુસ, ન ઠોકર ખાય કે ન પડે, તેમ આ ભક્તિમાર્ગમાં ચાલનાર ન ઠોકર ખાય કે ન 'પડે, **धावन् निमील्यवान् नेत्रे न स्खलेन्न पतेदिह**' આવો જે સરલ માર્ગ ભગવાને દર્શાવ્યો એ જ ભગવાનની કૃપાનું પરિણામ છે. એ જ અનુગ્રહમાર્ગનું અસ્તિત્વ સિદ્ધ કરે છે. સરલ છતાં ઉત્તમ ફલને આપનારા એવા આ ભક્તિમાર્ગનું દર્શન ભગવાને જ કરાવ્યું. અનુગ્રહમાર્ગનું દર્શન આપણુને કરાવાને જ શ્રીગોપીજનોને પણ ભૂતલ ઉપર પ્રકટ કર્યાં. તેમને તામસ રાજસ સાત્ત્વિક વિગેરે ક્રમશઃ બનાવી પ્રભુએ જ તેમનું તામસપણું રાજસ-પણું અને સાત્ત્વિકપણું દૂર કર્યું. નિર્ગુણ કર્યાં. આ તો અનુગ્રહથી તામસમાં પણ તામસનો ઉદ્ધાર કરવાનો સબલ દાખલો ભૂતલ ઉપર ભગવાને બેસાડયો. અનુગ્રહ કરવા જ શ્રીગોવર્ધનગિરને શ્રીહસ્તમાં ધર્યો,અને જે ભક્તિમાર્ગનો ઉપદેશ આપ્યો, તે પુષ્ટિનું સંસ્થાપન કરવા જ. ભગવાન્ અવતાર ધારણ કરે છે; તેમાં કૃષ્ણાવ-તારતો પુષ્ટિ—અનુગ્રહ પાત્ર ભકતો માટે જ છે. હવે સમજ્યા હશો કે—ભગવાન્માં અનુગ્રહ નામનો ધર્મ છે, તે ધર્મ ભક્તિમાર્ગદ્વારા આપણુને પ્રકટ દેખાડી આપ્યો છે. કૃપા અજમાવવાનું સ્થાન જ ભક્તિમાર્ગ છે. વસ્તુતસ્તુ ભક્તિનું દાન જ અનુગ્રહનું મૂલ છે.

અનુગ્રહ નથી ત્યાં સરલમાર્ગ ન જ દેખાડે. તેને માટે નૃગ રાજાનો દૃષ્ટાન્ત વિચારીએ. નૃગ રાજા કરોડો ગાયોનું દાન કરતો. એક વખત દાનમાં એક બ્રાહ્મણની ગાય અપાઈ ગઈ. દાન લેઈ જતા બ્રાહ્મણના હાથમાં તે બ્રાહ્મણે પોતાની ગાય દેખી. બ્રાહ્મણ વઢવા લાગ્યો. બન્ને વઢતા વઢતા નૃગ રાજા પાસે આવ્યા. રાજાએ જે ગાય ઉપરથી હક છોડી દે તેને એક

કરોડ ગાય આપવા કહ્યું, કાલાવાલા કર્યા, પણ કોઇને દયા ન આવી, અને તેને નરકભોગી થવું પડ્યું. જેનામાં અનુગ્રહ ન હોય તે સરલ રસ્તો ન જ દર્શાવે, આ બ્રાહ્મણમાં અનુગ્રહ ન હતો, તેથી નૃગનો પાત કર્યો. જ્યાં અનુગ્રહ નથી હોતો ત્યાં સરલ માર્ગ ન દર્શાવે. પ્રભુએ કર્મ અને જ્ઞાનના ક્લેશમાંથી બચાવી પોતાના ભક્તોને સરલ માર્ગ *ભક્તિમાર્ગ દર્શાવ્યો, એ જ આપની કૃપા—પુષ્ટિ—છે.

આ કૃપા—અનુગ્રહ—ભગવાન્નો સ્વતંત્ર ધર્મ છે. ×ભગવદિચ્છા કરતાં તે જુદો છે. ઇચ્છાશક્તિને અનુગ્રહ અધીન છે. પ્રભુ જેના ઉપર સ્વતન્ત્ર ઇચ્છાથી અનુગ્રહ કરે તેને જ ભક્તિ મળે, આ ભક્તિ જેને પ્રાપ્ત થાય, તેને જ આપણે પુષ્ટિસૃષ્ટિ અથવા પુષ્ટિમાર્ગીય ભક્ત તરીકે કહીએ છીયે. અર્જુન અને દ્રૌપદીનાં દુઃખ પણ અનુગ્રહથી જ દૂર કર્યાં. શરણભાવના પણ અનુગ્રહ વિના ન થાય. સર્વસમર્થ પ્રભુએ વિશેષ અને સામાન્ય અનુગ્રહ કર્યાના દૃષ્ટાન્ત ભાગવતમાં અનેક સ્થલે છે. એ તેમની સ્વતન્ત્ર નિયામિકા લીલાની બલીહારી છે.

(૧) અન્વયવ્યતિરેકથી અનુગ્રહનો દૃષ્ટાન્ત આપી સમજાવો.
(૨ અનુગ્રહ અને ઇચ્છા એક કે જુદાં ?

---

* भक्तियोगः पुरैवोक्तः प्रीयमाणाय तेऽनघ ।
भक्तिरस्य भजनं तदिहाऽमुत्रोपाधिनैराश्येनामुष्मिन्मनःकल्पनम् ।
( आथर्वणोपनिषद् ) ।
भक्त्याहमेकया ग्राह्यः । भक्त्या त्वनन्यया शक्यः अहमेवंविधोऽर्जुन ।
वशे कुर्वन्ति मां भक्त्या सत्स्त्रियः सत्पतिं यथा ।
આ ભક્તિ અનુગ્રહસાધ્ય છે. એવું ભક્તિહેતુમાં સિદ્ધ કર્યું છે.

× 'यस्यानुग्रहमिच्छामि' આ વાક્યમાં અનુગ્રહ અને ઇચ્છા જુદાં સ્પષ્ટ વર્ણવ્યાં છે.

# પાઠ ૨૨-શ્રીમદાચાર્યચરણોક્ત શિક્ષા

એક વખતે અડેલમાં શ્રીમદાચાર્યચરણે સંન્યસ્ત લેવાને શ્રીમહાલક્ષ્મીજી પાસે આજ્ઞા માગી, આજ્ઞા ન મલી. ત્યારે સં. ૧૫૮૭ ના વૈશાખ વદિ ૧૦ ના રોજ નિજ અગ્નિસ્વરૂપમાંથી અગ્નિને પ્રકટાવી પોતાની પર્ણકુટીને સળગાવી, એટલે શ્રીમહાક્ષ્મીજીએ 'જલ્દી નિકલો, જલ્દી નિકલો' એમ કહ્યું. શ્રીમદાચાર્યચરણ આ શબ્દોને આજ્ઞાર્થક માની કૌપીન અને કમણ્ડલુ લેઈ આપ કાશી પધાર્યા. હનુમાન્ ઘાટ ઉપર સંન્યસ્ત લેઈ એક માસ અને આઠ દિવસ અનશન (ન આરોગવાનું) વ્રત લીધું અને તેમાં છેલ્લા આઠ દિવસ મૌન વ્રત ધારણ કર્યું. આ વાત જાણીને, શ્રીગોપીનાથજી અને શ્રીગુંસાઇજી, વૈષ્ણવો સહિત કાશી પધાર્યા. રથયાત્રાના દિવસે મધ્યાન્હે આસુરવ્યામોહલીલા (તિરોભાવ) સમયે શ્રીગોપીનાથજી વિગેરેએ વિનતિ કરી કે—અમારું શું કર્તવ્ય? ત્યારે આપે જે ઉપદેશ લખી આપ્યો તે નીચે પ્રમાણે છેઃ—

**यदा बहिर्मुखा यूयं भविष्यथ कथञ्चन ।**
**तदा कालप्रवाहस्था देहचित्तादयोऽप्युत ॥ १ ॥**
**सर्वथा भक्षयिष्यन्ति युष्मानिति मतिर्मम ।**
**न लौकिकः प्रभुः कृष्णो मनुते नैव लौकिकम् ॥ २ ॥**
**भावस्तत्राप्यस्मदीयः सर्वस्वश्चैहिकश्च सः ।**
**परलोकश्च तेनायं सर्वभावेन सर्वथा ॥ ३ ॥**
**सेव्यः स एव गोपीशो विधास्यत्यखिलं हि नः ।**

'જો બહિર્મુખ થશો તો દેહચિત્ત વિગેરે કાલપ્રવાહી બની જશે. આ કાલપ્રવાહી દેહ ચિત્ત સર્વથા તમારું ભક્ષણ કરશે. એટલે તમને કોઈ પણ પ્રકારે પ્રવાહી કરી દેશે. ભગવાન

શ્રીકૃષ્ણ સર્વથી પર છે. લૌકિક નથી, માટે પ્રાવાહિકે (બહિ-મુખે) કરેલી સેવાનો સ્વીકાર નહિ કરે. આપણું આ લોક-સમ્બન્ધિ અને પરલોકસમ્બન્ધિ સર્વ પ્રભુ જ છે. માટે નિરોધ-લક્ષણમાં કહ્યામુજબ પ્રભુનું ગુણગાન કરવું. અને શ્રીઠાકુરનાથજીની સેવા ચિત્ત દઈ કરવી.'

(બહિર્મુખ કરાવનાર નીચેનાં ચાર કારણો છે. પ્રભુ વિના અન્યનો આશ્રય કરવો. પ્રભુને અર્પણ કર્યા વિના લેવું. અસ-દાલાપ—જુઠુ અથવા બીન ઉપયોગી બોલવું* અને ચિત્તમાં લૌકિકેચ્છા પેદા કરે એવાનો સઙ્ગ કરવો. આ ચાર કારણથી બહિર્મુખતા થાય છે. માટે તેનાથી ચેતતા રહેવું.)

પછી શ્રીઠાકુરજીએ પ્રકટ થઈ સાક્ષી તરીખે દોઢ શ્લોક કહ્યો:—

**मयि चेदस्ति विश्वासः श्रीगोपीजनवल्लभे ।**
**तदा कृतार्था यूयं हि शोचनीयं न कर्हिचित् ॥**
**मुक्तिर्हित्वान्यथारूपं स्वरूपेण व्यवस्थितिः ॥**

જો મારા શ્રીગોપીજનવલ્લભસ્વરૂપમાં વિશ્વાસ હશે, તો તમે કૃતાર્થ જ છો. પછી શોક કરવાનો નહિ રહે. બહિ-મુખ નહિ થવાય. અન્યથારૂપ ત્યજીને એટલે અષ્ટાવિંશતિ તત્ત્વરૂપનો ત્યાગ કરીને નિર્વિષયરૂપે જીવ સ્થિતિ કરે તે મુક્તિ કહેવાય.

**પ્રશ્ન** (૧) સંન્યાસની આજ્ઞા લીધાનું વર્ણન કરો.
(૨) શિક્ષાનો સાર કહો.
(૩) બહિર્મુખતા શાથી થાય?
(૪) પ્રભુએ આપેલો બોધ કહો.

---

*કેટલાક સેવા કરતે કરતે વાતો ગપાટા મારે છે. અને સેવાથી બાકીનો સમય ઠઠ્ઠા મશ્કરીમાં કાઢે છે. એ બહિર્મુખતાનું લક્ષણ છે.

# પાઠ ૨૩—સ્વધર્મનિર્ણય.

એક વખત સ્વધર્મનો નિર્ણય કરવાને મહાસભા ભરવામાં આવી, આ સભામાં *કોઈ કહે સત્ય બોલવું એ જ ધર્મ. કોઇ કહે સદાચાર પાલવા એ જ ધર્મ. કોઈ યજ્ઞ કરવા એને જ ધર્મ કહેવા લાગ્યા. કોઇ વર્ણાશ્રમ ધર્મ પાળવા એ જ ધર્મનું સ્વરૂપ સમજાવવા લાગ્યા, ભારે વાદવિવાદ ચાલ્યો; પરન્તુ કોઈ પણ નિર્ણય ઉપર ન આવ્યા. ત્યારે સર્વ સભાસદો મળી ધર્માચાર્ય પાસે ગયા, અને વિનયપૂર્વક વિનતિ કરી.

**સભાસદ**—અમારી ધાર્મિક સભામાં મતભેદ પડ્યો છે. ધર્મનાં અનેક સ્વરૂપ કહે છે, આપની પાસે અમે સ્વધર્મ સમજવા આવ્યા છીએ. કૃપા કરીને ધર્મ સમજાવશો.

**ધર્માચાર્ય**—માણસના કલ્યાણ માટે શાસ્ત્રમાં અનેક વિચારો કરવામાં આવ્યા છે. દરેકને શાસ્ત્ર તો ધર્મ તરીકે જ વર્ણન કરે છે, પરન્તુ અમે સર્વશાસ્ત્રને વિચારી એક મહાધર્મનો નિર્ણય કર્યો છે. ધર્મ એવો હોવો જોઇએ કે–તે સર્વજીવ માત્ર પાલી શકે, ધર્મ એવો હોવો જોઇએ કે–જે પાળવાથી અન્ય સર્વ ધર્મની સિદ્ધિ થઈ જાય, ધર્મ એવો હોવો જોઈએ કે–જેનાથી જીવનું પરમ કલ્યાણ થાય, ધર્મ એવો હોવો

---

* धर्ममेके यशश्चान्ये कामं सत्यं दमं शमं, अन्ये वदन्ति स्वार्थं वा ऐश्वर्यं त्यागभोजने'। 'वदन्ति कृष्ण श्रेयांसि बहूनि ब्रह्मवादिनः'। ( भागवतस्कं० ११ )

જોઈએ કે–જે સર્વ દેશ અને સર્વ કાલમાં થઈ શકે, ધર્મ જ સર્વ પાપ બાલી આપણુને શુદ્ધ કરે, એવો જો વિશ્વવ્યાપી ધર્મ હોય તો+ સેવાધર્મ જ છે. કે જે સર્વ જીવમાત્ર તેને સ્વધર્મ તરીકે વધાવી શકે છે.

**સભાસદ**—ત્યારે શું સત્ય બોલવું, સંધ્યાદિ નિત્યકર્મ, વર્ણાશ્રમધર્મ, આચારધર્મ યાગ, તપ, યોગ, વિગેરે ધર્મ નથી? આપ સેવાને જ સ્વધમ કેમ કહો છો?

**ધર્માચાર્ય**—એ સર્વને અમે પણ ધર્મ જ કહીએ છીએ. જીવને દેહ ધારણ કર્યા પછી સત્ય બોલવું, સદાચાર પાલવા, ઉપનયન સંસ્કાર પછી તેને વૈદિક–સન્ધ્યા અગ્નિહોત્રાદિક-કરવાં જોઇએ, પરન્તુ આપણા બ્રહ્મવાદી તત્ત્વવેત્તા આગળ વધીને એક મહાન્ ધર્મને ઉપદેશે છે. કે જે ધર્મમાં જ સર્વ ધર્મની સિદ્ધિ થઈ જાય છે.

**સભાસદ**—કેવી રીતે?

**ધર્માચાર્ય**—સેવાધર્મ જ એવો સુન્દર છે, તે પ્રેમની પરકાષ્ઠા ઉપર રચાયો છે. ×સેવાધર્મ આચરનારને 'સર્વમાં પ્રભુ બિરાજે છે,' એવું ભાન તેને પ્રથમ પગથીએ થાય છે. બીજા જીવનો દ્વેષ કરવો એ ભગવાન્‌ના દ્વેષ કરવા બરોબર સમજે છે. એટલે દયા એ તેનો ધર્મ થયો. સેવાધર્મથી પ્રેમનો પ્રવાહ તેના હૃદયમાં ઉછલી રહ્યો હોય છે, ત્યાં આગળ ક્રોધ કરવો અને અસત્ય બોલવું, એવા દુર્ગુણો આ પ્રેમીના હૃદયમાં કેમ ઉતરે?

અપવિત્ર માણુસ પ્રભુની પાસે કેમ જઈ શકે? શુદ્ધ

---

+ જુઓ ભાગવત સ્કંધ ૧૧ અધ્યાય. ૧૪

× सर्वभूतेषु मद्भावो मद्भक्तिं विन्दतेऽचिरात् (भा० ११-१८-१४)

પવિત્રાચાર વિના સેવા ધર્મ કેમ સચવાય ? આ ભક્તને સેવા ધર્મ કરવો હોય તો પવિત્રાચાર રાખવો જ જોઇએ, આ પ્રેમીને પ્રેમનું સ્થાન શ્રીપુરુષોત્તમ છે. તે સર્વ જગત્‌માં બિરજે છે, છતાં ભક્તના હૃદયમાં પ્રેમથી પ્રકટે છે. આ વૈષ્ણવજનના નાથ તે જ બને છે. સેવાધર્મ જ એવો પ્રબલ છે કે +તે સર્વ પાપને બાલી શુદ્ધ બનાવે છે. પરમશ્રેય મેલવવામાં આવતી ગમે તેવી હરકતો પણ આ ભક્તિબલ આગળ ટકી શક્તિ નથી. ×જે કાર્ય યજ્ઞથી યોગથી કે તપથી સિદ્ધ ન થાય તે કાર્ય સેવાધર્મથી સિદ્ધ થાય છે. જે કાર્ય વેદો ભણવાથી, દાનો આપવાથી સિદ્ધ ન થાય તે કાર્ય સેવા ધર્મથી જ સિદ્ધ થઈ જાય છે. માટે જ વેદે સેવાધર્મ ઉપદેશ્યો. સૂત્રકાર પણ સેવાધર્મને જ કહે છે—ગીતા અને ભાગવત પણ પોકારી પોકારી સેવાધર્મ જ ઉપદેશે છે. માટે તમે પ્રભુને શરણે જઈ સેવાધર્મ જ કરો.

**સભાસદ**—સેવાધર્મમાં બીજા ધર્મો કરતાં વધારે પ્રબલતા હોવાનું કારણ શું ?

**ધર્માચાર્ય**—સાંભળો જરા ઉંડા ઉતરવાની જરૂર છે. ધર્મ બે પ્રકારના છે. દેહધર્મ અને આત્મધર્મ. દેહને ઉદ્દેશીને

---

\+ स्वपादमूलं भजतः प्रियस्य त्यक्तान्यभावस्य हरिः परेशः। विकर्म यच्चोत्पतितं कथञ्चिद् धुनोति सर्वं हृदि सन्निविष्टः।

×नाहं वेदैर्न तपसा न ज्ञानेन न चेज्यया, (गीता)। मन्ये धनाभिजनरूपतपःश्रुतौजस्तेजःप्रभावबलपौरुषबुद्धियोगाः। नाराधनाय हि भवन्ति परस्य पुंसो भक्त्या तुतोष भगवान् गजयूथपाय। (भा. ७–९–९)

न दानं न तपो नेज्या न शौचं न व्रतानि च। प्रीयतेऽमलया भक्त्या हरिरन्यद्विडम्बनम्। (भा. ७–७–५२)

કહેવામાં આવેલા ધર્મો કરતાં આત્માને ઉદ્દેશીને કહેવામાં આવેલા ધર્મ બલવાન છે. જુઓને બ્રાહ્મણપણું, ક્ષત્રિયપણું, વૈશ્યપણું શૂદ્રપણું એ દેહને છે, જીવને નથી, જીવ તો દરેકમાં સરખો જ છે. માટે બ્રાહ્મણ વિગેરે જાતિ કે આશ્રમને ઉદ્દેશીને સ્મૃતિમાં જે ધર્મો કહેવામાં આવેલા છે તે ધર્મો દેહને ઉદ્દેશીને કહેવામાં આવેલા છે. અને સેવાધર્મ તો આત્મધર્મ છે, તેમ જ યોગથી આત્મચિન્તન કરવું, સેવાધર્મથી પ્રભુને પ્રસન્ન કરવા એ આત્મોન્નતિના માર્ગ છે. તેથી તે દેહના ધર્મો કરતાં વધારે બલવાન છે. આ વાત ધ્યાનમાં આવી ?

**સભાસદ**—હા. ત્યારે તો શાસ્ત્રમાં એકથી એક વધારે ચઢિયાતા ધર્મોનું સ્પષ્ટીકરણ હોવું જોઈએ ?

**ધર્માચાર્ય**—જો તમે સમજો તો એ શાસ્ત્રપ્રણાલી અમે વર્ણવીએ.

**સભાસદ**—કૃપાનાથ ! અમે નહિ સમજીએ તો ફરીથી પુછીશું.

***ધર્માચાર્ય**—જુઓ, (૧) શાસ્ત્રમાં ઐશ્વર્ય આપનારા, આરોગ્ય આપનારા ધર્મનો ઉપદેશ આપતાં કેટલાક દેવો અને ગ્રહોની ઉપાસના કરવાનુ કહ્યું છે, તેના કરતાં (૨) સ્વર્ગરૂપી ફલ આપનાર, કર્મ,સત્ય બોલવું, જુદા જુદા દેવોનાં વ્રત કરવાં વિગેરે ધર્મ બલવાન્ છે, કેટલાક અંશે ચઢિઆતો છે. તેના કરતાં (૩) વર્ણાશ્રમ ધર્મ અને સ્વર્ગાદિફલ પનાર વૈદિક ધર્મ ચઢિઆતો છે. તેનાં કરતાં (૪) ઈશ્વરાર્પણ કરાતો યાગાદિ ધર્મ બલવાન્ છે.

(૧) બહિરંગતમ. (૨) બહિરંગતર. (૩) બહિરંગ. (૪) અન્તરંગ

*(આ વાક્યો શ્રીસુબોધિનીજીનાં છે.)

તેના કરતાં (૫) યોગાદિ સાધનોથી આત્મચિન્તન પ્રકાર ઉત્તમ છે. તેના કરતાં (૬) પણ ભગવત્સંબંધી સેવાધર્મ સૌથી ઉત્તમ છે, એ જ ધર્મ સૌથી બલવાન્ છે, આ સેવાધર્મ જ સર્વ જીવનો ધર્મ છે. શ્રીમહાપ્રભુજીએ આ જ સેવાધર્મને સ્વધર્મ તરીકે ઉપદેશ્યો છે.

**सर्वदा सर्वभावेन भजनीयो व्रजाधिपः।**
**स्वस्यायमेव धर्मो हि नान्यः क्वापि कदाचन।**

'હંમેશાં પ્રભુને સર્વભાવથી ભજવા, એ જ જીવમાત્રનો ધર્મ છે, કોઈ પણ દેશમાં કે કોઈ પણ કાલમાં જીવનો બીજો ધર્મ નથી.' આ સ્વધર્મ ન આચરે તો જીવ દોષિત થાય.

**સભાસદ**—આ સેવાધર્મ કરનારે બીજા ધર્મોની શી વ્યવસ્થા કરવી ?

**ધર્માચાર્ય**—સેવાધર્મનું સદાચાર અને શુદ્ધ ચારિત્ર્ય અંગ છે, એ વૈષ્ણવનું મુખ્ય લક્ષણ છે, અને જે નિત્યકર્મ છે જેના કર્યા વગર ચાલે નહિ તેવાં કર્મ સેવાના બાકીના સમયમાં કરવાં. સેવાધર્મ પ્રભુના અવલંબન ઉપર રહેલો છે. પ્રભુનો આશ્રય તેમાં મુખ્ય છે. માટે પ્રભુ સેવાધર્મ બજાવનારને યોગ્ય દેશ અને કાલ બનાવી આપે છે. બીજા ધર્મો દેશ કાલ વગર અટકી બેસે છે. સેવાધર્મ સર્વત્ર થશે, સર્વસમયે થશે. બીજા ધર્મો માટે તે તે અધિકારી શાસ્ત્રમાં કહ્યા છે. સેવાધર્મમાં સર્વ કોઈ અધિકારી છે. સેવાધર્મ જ સર્વ પાપ બાળી અધિકારી બનાવે છે. યુધિષ્ઠિરે ભીષ્મને પુછ્યું કે–સર્વ ધર્મમાં તમોને કયો ધર્મ શ્રેષ્ઠ લાગે છે ? ત્યારે ઉત્તરમાં મલ્યું કે–પ્રભુની સહસ્રનામથી સ્તુતિ અને ભાવપૂર્વક સેવા એ જ મુખ્ય ધર્મ છે.

---

(૫) અન્તરંગતર. (૬) અન્તરંગતમ.



*ભગવાન્ સેવાધર્મથી જ પ્રસન્ન થશે. માટે તમે સેવાધર્મ આચરો, સેવાધર્મ જ વિશ્વવ્યાપી ધર્મ છે. ખરો કલ્યાણનો મ છે. સીધો અને સરલ પણ છે.+

ધર્માચાર્યનું આ વિવેચન સાંભલી સભાસદો ઘણા જ પ્રસન થયા અને સેવાધર્મ જ સર્વજીવનનો ધર્મ છે, એમ નિર્ણય કરી સભા બરખાસ્ત કરી.

**પ્રશ્ન** ( ૧ ) સેવાધર્મ કરતાં બીજા ધર્મો ગૌણ શાથી ?
( ૨ ) સેવાધર્મ કરતાં બીજા ધર્મ કેમ જાળવવા ?
( ૩ ) સેવાધર્મની વધારે પ્રબલતા શી સમજ્યા છો ?
( ૪ ) સેવાધર્મમાં આશ્રય કોનો ?
( ૫ ) શ્રીમહાપ્રભુજીનો સેવાધર્મ માટે શો અભિપ્રાય છે ?
( ૬ ) ખાસ અન્તરંગતમ ધર્મ કયો ?

---

* વૃત્રાસુરે પણ ધર્મ નામના પુરુષાર્થનું વર્ણન કરતાં (વૃત્રાસુર-ચતુઃશ્લોકીમાં) ભગવાન્ પાસે સેવાધર્મ જ માગ્યો હે ભગવન્ ? હું આપના ચરણનો દાસાનુદાસ થાઉં, મારૂં મન પ્રાણનાથના (આપના) ગુણોનું સ્મરણ કરે, વાણી વર્ણન કરે, કાયા સેવાકર્મ—સેવાધર્મ—બજાવે.

अहं हरे तव पादैकमूलदासानुदासो भवितास्मि भूयः ।
मनः स्मरेतासुपतेर्गुणानां गृणीत वाक्कर्म करोतु कायः ॥ १ ॥

सैव भक्तिरेव सत्यादिसर्वसाधनरूपा, तस्यां सत्यां सत्यादयो ये ज्ञान-मार्गे विहितवात् कष्टेन क्रियन्ते मुमुक्षुभिस्ते भक्तहृदि भगवत्प्रादुर्भावात् स्वत एव भवन्ति इति न विधिमपेक्षन्ते । (सैव हि सत्यादयः १३-३-३ )

× આ પાઠ ચતુઃશ્લોકી ઉપર શ્રીવજરાયજીની ટીકા ઉપરથી રચ્યો, જે ભાગ ન સમજાય, એવો હોય તેનું સ્પષ્ટીકરણ ગુજરાતી ટીકામાં જોવું.

# પાઠ ૨૪ અર્થ.

## ( પુરુષાર્થ બીજો. )

---

ભગવાન્ રૂપી સમૃદ્ધિ મેલવનારને થતા ફાયદા તમોને સમજાવું છું, ભગવાન્ જેના અર્થરૂપ બને તેવા ભાગ્યશાળી માટે શ્રીમહાપ્રભુજી નીચે પ્રમાણે કહે છે. '**एवं सति स्वकर्तव्यं स्वयमेव करिष्यति। प्रभुः सर्वसमर्थो हि ततो निश्चिन्ततां व्रजेत्**' ભક્તના ભગવાન્ જ ( સમ્યક્ ) સારા અર્થરૂપ થઈ જાય છે. ભગવાન્ સર્વ કરવાને સમર્થ છે. જો ભજનરૂપ ધર્મ યથાર્થ કરીએ તો ભગવાન્ જ આપણા અર્થરૂપ થઈ જાય, અને સ્વકર્તવ્ય—આ લોક અને પરલોકનું સર્વ કાર્ય—ભગવાન્ જ કરી લે. માટે ભક્તે સર્વદા નિશ્ચિન્ત રહેવું, ધનસંપાદન કરવા માટે પણ ચિન્તા ન જ કરવી. વૈષ્ણવજને કેવા નિશ્ચિન્ત રહેવું, તેના ઉપર હું પ્રમાણ આપું છું. '**वैराग्यं परितोषं च सर्वथा न परित्यजेत्**' (શ્રીમહાપ્રભુજી.) વૈરાગ્ય અને સંતોષનો કદાપિ ત્યાગ ન કરવો. પોતાની વૃત્તિથી સંતોષ રાખવો. ભક્તના હૃદયમાં પ્રભુ મેળવવાની જ ધગશ લાગેલી હોય છે. 'મારા મનો રથો પ્રભુ જ પૂર્ણ કરે છે', એવી એની અડગ શ્રદ્ધા હોય છે. ભક્તના હૃદયમાં વૈરાગ્ય અને સંતોષ રહેલાં હોય છે. તેથી તે સ્વતંત્ર હૃદયના હોય છે. તે બીજાની ઓશીયાળી વૃત્તિથી બહુ જ દૂર રહે છે. કારણ કે તેના હૃદયમાં પ્રભુનું ભક્તિબલ રહેલું હોય છે.

એક વખત માનસીંહ રાજા લડાઈમાં વિજય મેલવી આગ્રેથી મથુરા આવ્યો, કુંભનદાસનાં પદ સાંભળી તેણે ખાનગી

મુલાકાત લેવાનો વિચાર કરી તે કુંભનદાસના મુકામે પારાસોલી ગયો. કુંભનદાસ તે વખતે તિલક કરતા હતા. ગરીબાઇને લીધે દર્પણ ન હોવાથી પાણીમાં મુખ જોઈ તિલક કરતા. રાજાને આવેલા જાણી ઝુંપડીથી બહાર આવી તેને ઘાસ ઉપર બેસાડયો. એટલામાં જલ પાડી પીજવાથી ભત્રીજી પાસે ફરીથી જલ મંગાવ્યું. ભત્રીજીએ કહ્યું–શું આરશીને પડીઆ પી ગઈ? કુંભનદાસે હા કહી. રાજા માનસીંગ આ વાત સાંભળી કુંભનદાસને પોતાની ખાપ આપવા લાગ્યો. કુંભનદાસે કહ્યું, મારા છાણ માટીના ઘરમાં સોનાની આરશી ન શોભે. એમ કહી જલમાં જોઈ તિલક કર્યું. માનસીંગે આ ભક્તની ગરિબાઈ ટાળવા એક સોનાના મહોરથી ભરેલી થેલી મુકી, સ્વીકારવા વિનતિ કરી. ત્યારે ભક્તે સુન્દર ઓજસ્વિ વચન કહ્યાં, રાજા! મારે આ મહોરો ન જોઈએ. મારે તો આ ખેતીમાંથી જે ધન આવે છે, તે ધન મારે મન નિષ્પાપ દ્રવ્ય છે. આ ખેતરમાં જો આ ચાર ઝાડ છે. તે જુદી જુદી ઋતુમાં જુદાં જુદાં ફલો આપે છે. અને ખેતીમાંથી ધાન્ય આવે છે, તે અમારા ઉદર પોષણ માટે પૂરતું છે. તો પછી અમારે બીજી ઉપાધિ વહોરવાનું શું કામ છે? ત્યારે રાજાએ કહ્યું–આ ગામ આપને લખાવી આપું, આપને વગર મહેનતે બેઠી આવક આવશે. ત્યારે કુંભનદાસે કહ્યું –ભાઈ હું દાન લેવાને લાયક નથી. ત્યારે રાજાએ કહ્યું–આપ કંઈ પણ આજ્ઞા કરો, ત્યારે કુંભનદાસે કહ્યું કે; હું કહું તે આપ કરશો?' 'હા, આપ કહો, તે કરવા તૈયાર છું' એમ રાજાએ સવિનય જવાબ આપ્યો. કુંભનદાસે કહ્યું કે, 'તમારે મારી પાસે ભગવાન્‌ના ગુણગાન સાંભળવા.' આ વાકય સાંભળી રાજા ઘણો જ પ્રસન્ન થયો અને કહેવા લાગ્યો કે–માયાના ધનના ભક્ત ઘણા છે. આપ તો ભગવાન્‌ના ભક્ત

છો. કુંભનદાસને સાષ્ટાંગ પ્રણામ કરી; રજા માગી; રાજાને વિદાય થયો.

**अतोर्थो भगवानेव पुष्टिमार्गेऽङ्गमन्यतः ।**
**सर्वतो निरपेक्षो च तथात्र विनिरूप्यते । (श्रीप्रभुचरणाः)**

ભગવાન્ જ પુષ્ટિમાર્ગમાં અર્થરૂપ છે, તે ભગવાન્રૂપી અર્થ સર્વથી નિરપેક્ષ છે, કોઈની અપેક્ષા વગર સિદ્ધ થાય એવો અર્થ ભગવાન્ છે. પ્રભુ જ અર્થરૂપે બની જઈ ભક્તનાં યોગક્ષેમ કરી લે છે, એવી ભગવાનની પ્રતિજ્ઞા છે. ન મલતી વસ્તુ મેળવી આપવી એ યોગ છે, અને મળેલી વસ્તુનું રક્ષણ કરવું એ ક્ષેમ છે. માટે જીવે ભગવાન્ પાસે યાચના કરવાનો અવિવેક ન કરવો. વત્રાસુરે કહ્યું કે—‘હે ભગવન્! આપ અર્થ પુરુષાર્થ સિદ્ધ કરો છો, પણ મારે સ્વર્ગ લેવું નથી. બ્રહ્માનું સ્થાન લેવું નથી, સાર્વભૌમ એટલે આખી પૃથ્વીનું રાજ્ય લેવું નથી, તેમ જ સમૃદ્ધિથી અને સુખભોગથી ભરેલું રસાતલ મારે લેવું નથી; મારે યોગથી મળતી સિદ્ધિઓ પણ લેવી નથી; અને મોક્ષ પણ લેવો નથી, પરંતુ મારે આપ (ભગવાન) જ જોઈએ છીએ. તમને છોડીને કંઈ પણ જોઈતું જ નથી.’ આ પ્રમાણે સર્વ ઐશ્વર્યના નિધાન પ્રભુ જ ખરો ‘અર્થ’ છે. બીજા અર્થ દુઃખદાયી કે અસ્થિર છે, માટે આપણા અર્થરૂપ તો ભગવાન્ છે.

પ્રશ્ન (૧) આપણો અર્થ કોણ?
(૨) ભગવાન્ રૂપી અથ કરતાં ઇન્દ્રાસનાદિ અર્થ કેવા છે?
(૩) ભગવાન્ રૂપી અર્થ મેળવનારને શું ફાયદો?
(૪) કુંભનદાસની વ ત ઉપરથી શું સમજ્યા?

# પાઠ ૨૫—કામ.

## પુરુષાર્થ ત્રીજો.

---

પુષ્ટિમાર્ગીય પુરુષાર્થનો વિચાર કરતાં કામનો વિચાર કરીએ. પુષ્ટિમાર્ગ તો ભગવદાશ્રય સિદ્ધ કરવાનો માર્ગ છે, તે માર્ગના વૈષ્ણવને કામના શી હોઈ શકે? તેને તો ભગવાન્ હૃદયમાં બિરાજે એ જ એની કામના છે. શ્રીગોકુલાધીશ જો હૃદયમાં બિરાજે તો પુષ્ટિમાર્ગીય ભક્તને લૌકિક મનોરથ બાકી રહેતા નથી; તેમ વૈદિક મનોરથો પણ બાકી રહેતા નથી. આ ભક્ત બરોબર સમજે છે કે—શ્રીગોકુલાધીશ કરતાં અન્ય કંઈ પણ લૌકિક કે વૈદિક ઉત્તમ નથી, શ્રીગોકુલાધીશ હૃદયમાં બિરાજે તો તે પ્રભુ જ ભક્તના સર્વે મનોરથો પૂર્ણ કરી દે, જે મનોરથો—કામનાઓ—પૂર્ણ કરનાર છે તે જ હૃદયમાં બિરાજે તો પછી લૌકિક વૈદિક વધારે શું કરવાના હતા?

આ જ હેતુથી વૃત્રાસુરે લૌકિક અને વૈદિક બન્ને અર્થની કામના છોડી દીધી, કારણ કે અર્થથી જ કામ સિદ્ધ થાય, ભક્તને તો પ્રભુ જ અર્થરૂપ થયા અને કામ પણ તે જ સિદ્ધ કરનારા છે. માટે તેણે ગાયું કે—'જેમ પાંખ વિનાનું પક્ષિ માતાને મેળવવા ઇચ્છે છે, અથવા જેમ ભૂખ્યું વાછરડું માના દુધને મેળવવા ઇચ્છે છે. અથવા જેમ પ્રયા પરદેશ ગયેલા પ્રિયને મળવા ઇચ્છે છે, એમ હે પ્રભો! મારૂં મન આપને જ જોવા માટે તલસી રહ્યું છે' પ્રિય અને પતિવ્રતાનો—પતિપત્નીનો—પ્રેમ નિરુપાધિક એટલે કોઈપણ ઉપાધિ રહિત હોય છે. માટે તેનો દૃષ્ટાન્ત આપ્યો છે. પ્રભુ જે સ્નેહનું દાન

કરે છે તે નિરુપધિક જ હોય છે. એક મહાનુભાવી કહે છે કે—
**आविर्भावदिने न येन गणितो हेतुस्तनीयानपि, । क्षीयतापि न चापराधविधिना, नत्या न वै वर्द्धते। पीयूषप्रतिवादिनस्त्रिजगतां दुःखद्रुहः साम्प्रतं प्रेम्णस्तस्य गुरोः किमद्य करवै वाङ्निष्ठता गौरवम्।** પ્રભુએ સ્નેહનું દાન કરી જ્યારે સ્નેહનો આવિર્ભાવ કર્યો ત્યારે મારી યોગ્યતાનો કે મારા પાપપુણ્યનો કે કોઈપણ હેતુને વિચારી સ્નેહ પ્રકટ કર્યો નથી. આ સ્નેહ એવો તો અખંડ છે કે અપરાધથી કમી થતો નથી, પ્રણામોથી વધતો નથી, એવો સુદૃઢ છે. આ સ્નેહ અમૃતનો પ્રતિવાદી છે. ત્રણે જગતમાં કોઈપણ અમૃત આ સ્નેહથી ચઢી જતાં નથી. અમારાં સર્વ દુઃખને કાપનારો આ સ્નેહ છે. અને સર્વ કરતાં શ્રેષ્ઠ છે. ગુરુનો પણ ગુરુ છે. આ ગુરુશિરોમણિ સ્નેહનું મારી વાણી વડે શું ગૌરવ વધારી શકવાનો હતો? તેનું વર્ણન કરી ગૌરવ દર્શાવવા મારી વાણી અશક્ત છે, અનુભવથી જ જણાય એવો છે. આ પ્રમાણે ભગવાનના સ્વરૂપને જોવાની નિરુપધિસ્નેહ પૂર્વક જે ઇચ્છા તે જ પુષ્ટિમાર્ગીય કામ પુરુષાર્થ છે, એમ ઉપરનાં ત્રણ દૃષ્ટાન્તથી સિદ્ધ થયું.

**पुष्टिमार्गे हरे रूपदिदृक्षा मनसोस्त्व हि।**
**कामो निरूप्यते तत्र दृष्टान्तत्रितयं यथा॥**

પુષ્ટિમાર્ગમાં શ્રીહરિના સ્વરૂપને જોવાની મનની ઉત્કટ ઇચ્છા એ જ મુખ્ય કામ પુરુષાર્થ છે. આ કામ કોઈ લૌક સંબંધી ન હોવાથી પ્રભુદર્શનરૂપ હોઇ પરમ ફલ છે. માટે તે જ તૃતીય પુરુષાર્થ રૂપ છે.

**પ્રશ્ન** (૧) ભક્તના કામ પુરુષાર્થરૂપ કોણ છે?
(૨) વૃત્રાસુરની પ્રભુ તરફ કામના કેવી હતી?
(૩) લૌકિક અને વૈદિક મેળવવાનો મનોરથ ઉત્તમ? કે પ્રભુ મેળવવાનો મનોરથ ઉત્તમ?

# પાઠ ૨૬—મોક્ષ (પુરુષાર્થ ચોથો.)

(૧) મોક્ષ ચાર પ્રકારનો છે. સારૂપ્ય, સામીપ્ય,*સાલોકય. અને સાયુજ્ય, આ ચારે પ્રકારના મોક્ષ કરતાં ભક્તિ ઉત્તમ છે. જેમ સિન્ધાલુણનો ટુકડો સમુદ્રમાં નાંખે તો સમુદ્રમાં એક રસ થઇ જાય, તેમ અક્ષરબ્રહ્મમાં જ્ઞાનીનો (લય) મોક્ષ થઈ જાય છે. જેમ જલાશયના તટ પર રહી જલાસ્વાદ ચાખી શકે, તેવી રીતે જલાશયમાં અંદર પડી બુડનાર જલનો આસ્વાદ લઈ શકતો નથી, તેમ અક્ષરબ્રહ્મમાં લય પામનાર પરબ્રહ્મ શ્રીગોપીજનવલ્લભની નિત્યલીલાનો આનંદ ક્યાંથી પ્રાપ્ત કરી શકે? અક્ષરબ્રહ્મમાં લય પામેલા જીવ ઉપર પરબ્રહ્મ શ્રીકૃષ્ણચન્દ્ર પૂર્ણકૃપા કરે તો અક્ષરબ્રહ્મમાંથી ઉદ્ધાર કરી તેને લીલામૃતનો આસ્વાદ કરાવે, આને જ શાસ્ત્રમાં પરપ્રાપ્તિ કહે છે. ખરેખરો મોક્ષ આ પરપ્રાપ્તિજ કહેવાય, કે જેનાથી પરબ્રહ્મનો લીલાસ્વાદ પ્રાપ્ત થાય. (૨)આ જ કારણથી ભગવદીયો ઉપર જણાવેલા ચાર પ્રકારના મોક્ષ આપ્યા છતાં સ્વીકારતા નથી. શા માટે સ્વીકારે? તેમણે તો ભગવદીયપણામાં જ ચારે પુરુષાર્થ સિદ્ધ કર્યા છે+ જેમને ભગવત્કથામૃતનો આસ્વાદ લાગ્યો હોય તેવા ભગવદીયને મોક્ષ તો લુખો જ લાગે. '**न योगसिद्धिरपुनर्भवं वा समञ्जस त्वां विरहय्य काङ्क्षे**' વૃત્રાસુર જેવા ભગવદીય

---

+भगवदीयत्वेन परिसमाप्तसर्वार्थाः । भा० ।

*सालोक्यसार्ष्टिसामीप्यसारूप्यैकत्वमप्युत, दीयमानं न गृह्णाति विना मत्सेवनं जनाः । स्कं० ३

કહે છે કે—હે પ્રભો ! અમારે આપના વિના યોગસિદ્ધિ અને મોક્ષની પણ ઈચ્છા નથી, અમારે તો આપની જ ઈચ્છા છે. ભગવદીયો ભગવત્સેવા વિના અન્ય કોઈની અપેક્ષા રાખતા નથી.

(૩)*શ્રીગોપીજનો જેવા પૂર્ણ ભગવદીયોએ ભગવન્મુખારવિન્દ નિરખીને ભગવદ્દાસી થવાનું માગ્યું.કારણ કે—સુન્દર કેશથી આવૃત્ત થએલા મુખારવિન્દને નિરખી સારૂપ્યની કામના પૂરી થઇ જાય, કુંડલની શોભા નિરખી સામીપ્યની કામના પૂરી થઈ જાય, અધરસુધાનું પાન કરી શકાય એવા મુખારવિન્દને જોઈ સાલોક્યની કામના પૂર્ણ થાય, હાસ્યપૂર્વક અવલોકન કરતા શ્રી.......ના મુખારવિન્દને નિરખી સાયુજ્યની કામના પૂર્ણ થઈ જાય, તો પછી મોક્ષની ઈચ્છા ભગવદીયો શા માટે રાખે ? મુખારવિન્દ જ ઉગ્ર ભક્તિરૂપ છે. મુખારવિન્દ જ પરા નિર્ગુણ ભક્તિરૂપ હોઇ ભક્તના હૃદયમાં ઉદ્ભટ ભક્તિરસની રેલમછેલ કરાવનારૂં છે.(૪)ભાગવત જેવા વેદકલ્પતરુમાંથી ઝરેલા ભગવલ્લીલામૃતનું પાન કરનાર ભગવદીયને મોક્ષની લાલસા કેમ રહે ! લીલામૃતનું પાન એ જ ખરો મોક્ષ છે. ×જેમ ભગવાનમાં ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન, વૈરાગ્ય, આવા છ ધર્મ રહ્યા છે. તેમ કથારૂપી અમૃતમાં ઐશ્વર્ય વીર્યાદિક છ ધર્મ રહ્યા છે. જ્યાં જ્યાં સ્મરણ અને ભજન થાય, ત્યાં ત્યાં છ ધર્મ સહિત ભગવાન્ હાજર થાય, ભગવાન્ તો વખતે અનવતાર દશામાં તિરોભૂત થાય, પરન્તુ ષડ્ધર્મવાળું કથામૃત

---

*वीक्ष्यालकावृतमुखं तव कुण्डलश्रीगण्डस्थलाधरसुधं हसितावलोकम्,
दत्ताभयं च भुजदण्डयुगं विलोक्य वक्षःश्रियैकरमणं च भवाम दास्यः ।

×तव कथामृतम्०

તો કદાપિ તિરોભૂત થયું નથી, થનારૂં નથી. તેથી ભગવાન્ કરતાં કથામૃતમાં એટલી અધિકતા છે. આ ભગવાન્ કરતાં કથામૃતમાં અધિકતા હોવાથી જ 'મોક્ષ એટલે શું ? એનું ઉત્તર આપતાં આજ્ઞા કરી કે-**अतः सर्वात्मना शश्वद् गोकुलेश्वरपादयोः '। स्मरणं भजनं चापि न त्याज्यमिति मे मतिः।** " હંમેશાં સર્વાત્મભાવપૂર્વક શ્રીગોકુલેશ્વરના ચરણકમલનું સ્મરણ અને ભજન ન તજવું, એવી મારી મતિ છે. " આ આજ્ઞા પ્રમાણે જો સ્મરણ ભજન અહર્નિશ કરે; ભગવન્મય બને; તો જરૂર મોક્ષાધિક સુખ પ્રાપ્ત થાય, એ નિર્વિવાદ સિદ્ધ થયું. (૫) વસ્ત-તસ્તુ સ્મરણભજનનો આનંદ ભગવન્મય થયા વિના ન જ મળે. આપણા ઘરમાં અને દરેક વ્યવહારમાં આપણે ભગવન્મય બનવું જોઈએ. એવું પાછળ દૈવીજીવનના પાઠમાં શિખી ગયા, આવો ભગવન્મય વ્યવહાર થાય તે જ મોક્ષાધિક સુખને આપે છે. શાસ્ત્ર પણ આવા ભગવદીયના ઘરને મોક્ષ કરતાં પણ અધિક સુખ આપનારાં વર્ણવે છે. જેમના ઘરમાં કામ ક્રોધ લોભ મોહ નિવૃત્ત થઈ, સર્વ લાલસા રહિત, સર્વ વ્યવહાર ભગવન્મય બનાવી દીધા છે, ત્યાં મોક્ષાધિક સુખ હોય એમાં નવાઈ શું ? આપણે ભગવન્મય વ્યવહારમાં જરા પણ ભૂલચૂક ન કરી શકીએ, એના ઉપર શ્રીયશોદાજીનો દૃષ્ટાન્ત વિચારીએ. એક વખત શ્રીયશોદાજી ભગવાન્ નું જન્મનક્ષત્ર હોવાથી સગા-સંબંધીઓનું સ્વાગત કરવામાં રોકાયાં, ભગવાન્માંથી મન છુટી ગયું. એટલે ભગવન્મય વ્યવહાર મટી ગયો. જો શ્રીયશોદાજીએ આ સગાસંબંધીઓની ભગવદીય તરીકે સ્વાગત કર્યું હત તો ભગવન્મય વ્યવહારમાં સ્ખલન ન થાત.

પરન્તુ કેવલ લૌકિક સગાનો જ વ્યવહાર મુખ્ય થાય તો જરૂર બહિર્મુખતા કરે. આ બહિર્મુખતા દૂર કરી પોતાનામાં જ ચિત્ત લાવવા ભગવાને શકટભંગ કર્યો. શકટના ઉથલવાથી મોટો અવાજ થયો, દધિ, દુધ, ઘૃતનાં વાસણ ટૂટી ભાગી ગયાં, યશોદાજી તો શ્રીકૃષ્ણની સંભાળમાં પડયાં, કંપવા લાગ્યાં, તન અને મનથી શ્રીકૃષ્ણચન્દ્રની જ બાલભાવથી સંલાલના કરવા મંડી પડયાં, સર્વ સાધારણ વ્યવહારને ભૂલી જઈ શ્રીકૃષ્ણનું જ રટન કરવા લાગ્યાં, સગાં ભૂલાઈ ગયાં, સગાસંબંધીનો પણ અત્ર ભગવાન્‌માં નિરોધ થયો" પ્રભુ આપણી પાસે આવી જ જાતનો ભગવન્મય વ્યવહાર રખાવી સ્મરણ ભજન કરાવવાની ઈચ્છા રાખે છે. આ સ્મરણભજનવાળા ગૃહમાં મોક્ષાધિક સુખ હોવાથી શાસ્ત્ર કહે છે. કે—'**ब्रह्मभावात्तु भक्तानां गृहमेव विशिष्यते**' 'બ્રહ્મભાવ (મોક્ષ) કરતાં ભકતોનાં ગૃહ ઉત્તમ છે.' જો આ ભગવદીયનાં ગૃહ ઉત્તમ હોય તો તેમાં જ આપણું જીવન પૂર્ણ થાય તો મોક્ષ કરતાં અધિક ભગવદાનન્દ મળે, એ વાત સમજી શકાય એવી છે.

(૬) માયા બે પ્રકારની છે એક મોહિકા, બીજી લીલોપયોગિની, મોહિકામાયા સંસારાસક્તિ કરાવે. લીલોપયોગિની માયા ભગવદાસક્તિ કરાવે. ભગવદાસક્તિ કરાવનારી વૈષ્ણવી માયાથી ભગવન્મય વ્યવહારવાળા ભગવદ્‌ગૃહમાં, ભગવત્સેવામાં જ તત્પર સ્ત્રીપુત્રાદિકમાં ભગવત્સેવામાટે જ ભગવદીયની આસક્તિ થાય, એ જ ભગવાનના નિરવધિ આનન્દને પ્રકટ કરનાર છે. એ વાત હવે સમજાશે. આ જ કારણથી વૃત્રાસુરે કહ્યું કે—

**त्वन्माययात्मात्मजदारगेहे स्वासक्तचित्त च न नाथ भूयात्**
તમારી લીલોપયોગિની માયાથી હે નાથ ! જો પુત્રગૃહાદિકમાં આસક્તિ થતી હોય તો પછી મારે બીજા સત્સમાગમની અપેક્ષા રહેતી જ નથી. વાત પણ સાચી, જ્યાં સ્મરણ ભજન કરનાર પુત્રદારાદિક હોય, જ્યાં ભગવન્મય વ્યવહારવાળાં ગૃહ હોય, ત્યાં જ જો ચિત્ત ચોટે તો તેનાથી જ પરમકલ્યાણ થાય, એમાં પુછવું જ શું ?

મોક્ષનું વર્ણન કરતાં શ્રીમદાચાર્યચરણે નીચેની કારિકા લખી છે.

**भगवता सह संलापो दर्शनं मिलितस्य च। आश्लेषः सेवनं चापि स्पर्शश्चापि तथाविधः। अधरामृतपानञ्च भोगो रोमोद्गमस्तथा। तत्कूजितानां श्रवणमाघ्राणं चापि सर्वतः। तदन्तिकगतिर्नित्यमेवं तद्भावनं सदा। इदमेवेन्द्रियवतां फलं मोक्षोपि नान्यथा। यथान्धकारे नियतास्थितिर्नाक्ष्णोः फलं भवेत्। एवं मोक्षोपीन्द्रियादियुक्तानां सर्वथा न हि। १०-२१-७। अक्षण्वतां फलमिदं न परं विदामः सख्यः पशूननु विवेशयतोर्वयस्यैः। वक्त्रं व्रजेशसुतयोरनुवेणुजुष्टं यैर्वा निपीतमनुरक्तकटाक्षमोक्षम्।**

**સારાંશ**—વૈષ્ણવે શ્રીગોકુલાધીશના સ્મરણ ભજનનો કદાપિ ત્યાગ ન કરવો.

**પ્રશ્ન** ૧ ભગવન્મુખારવિન્દમાં ચાર મોક્ષનું વર્ણન કરો.
૨ શ્રીયશોદાજીના દૃષ્ટાન્તને સમજાવો.
૩ ચાર મોક્ષનાં નામ કહો.
૪ ભગવદીયોનાં ગૃહ મોક્ષથી પણ અધિક સુખ આપનારાં છે. એ કારણો અને પ્રમાણ સાથે સમજાવો.
૫ સ્મરણ-ભજન એ જ મોક્ષરૂપ છે એવું સાબિત કરો.

# પાઠ ૨૭—ઇન્દ્રિયવિનિયોગ.

---

ગાજે ગાજે રે ગોવિન્દ ગુણ નિત્ય ગાજે (૨)

હસ્તવડે કરજે હરિસેવા,
ચરણે હરિદર્શન ધાજે—ગાજે૦ ૧

નેત્ર નિરખજે નંદનંદને,
હરિયશરસ શ્રવણને પાજે—ગાજે૦ ૨

ઘ્રાણને પુષ્પપ્રસાદી તુલસી,
પ્રભુનો પ્રસાદ સાધુસંગે ખાજે—ગાજે૦ ૩

નમનકરે શિર હરિહરિજનને,
તીર્થતીર્થમાં તું નિત્ય ન્હાજે—ગાજે૦ ૪

મન મધુવ્રત પદકમલે રાખે,
દાસાનુદાસ હરિનો થાજે—ગાજે૦ ૫

સત્સંગતિ વિના પલક ખોઇશ મા,
દુષ્ટ સંગથકી દૂરથાજે—ગાજે૦ ૬

દેહધારી સહુપર દયા રાખે,
હરિગુરુ હરિસમા ચહાજે—ગાજે૦ ૭

સાચો સ્નેહ રાખે કૃષ્ણ સાથે,
છલકરી વિશ્વને મા વહાજે—ગાજે૦ ૮

એ શિક્ષા દયો કહે જો સધી આવે,
તો વણશ્રમે વૈકુંઠ જાજે—ગાજે૦ ૯

---

# પાઠ ૨૮—વિશ્વાસ.

( अविश्वासो न कर्तव्यः सर्वथा बाधकस्तु सः )

આપણે બ્રહ્મસંબંધ કર્યો, પ્રભુની સન્મુખ તુલસીપત્ર લેઈ પ્રતિજ્ઞા કરી કે—'હે ભગવન્ હું તમારો દાસ છું' આ પ્રતિજ્ઞા કર્યા પછી તો દાસે સ્વામી ઉપર વિશ્વાસ જ રાખવો, એ એની ફરજ થઈ. ચાતક જેમ મેઘના ઉપર વિશ્વાસ રાખી દૃઢાગ્રહથી જલબિન્દુ લેવાને બેસે છે, તેને જેમ પ્રભુ સ્વાતિનું જલપાન કરાવે છે, તેમ પ્રભુ ઉપર વિશ્વાસ રાખનારનું સવ કાર્ય સિદ્ધ થઇ જાય છે. ભક્તિમાર્ગ તો કલિમાં દુઃસાધ્ય છે, તે તમે જાણો છો. પ્રભુ ઉપર વિશ્વાસ હોય, આશ્રય હોય તો જ ભક્તિમાર્ગ સિદ્ધ થાય. વિશ્વાસુને જ પ્રભુ ભક્તિનું દાન કરે.

વિશ્વાસથી ભ્રષ્ટ થવાનું મુખ્ય કારણ અન્યાશ્રય છે. આપણે પ્રતિજ્ઞા કરી પ્રભુ શ્રીકૃષ્ણચન્દ્રના દાસ બન્યા, પછી બીજાના દાસ કેમ થવાય ? પ્રભુ પાસે યાચના કરવી એ પણ અવિશ્વાસ ઉત્પન્ન કરનારૂં છે. પ્રભુ ભક્તના મનોરથો સમજે છે. જો હિતકર હશે તો આપ જ પૂર્ણ કરશે. પ્રભુને આપવાની ઇચ્છા છે કે નહિ તે સમજ્યા વિના આપણે પ્રભુ પાસે યાચના શી રીતે કરી શકીએ ? માટે જો આપણી *પાત્રતા વિના પ્રભુ આપે તો આપણું અહિત જ થાય. ત્રિદોષ

---

*એક બાલક, માની પાસે લાડુની યાચના કરી બહુજ ધમપછાડ કરી રડી રહ્યું હતું. રસ્તામાં જતા વટેમાર્ગુએ દયાથી પોતાની પાસેથી લાડુ આપવા વિનવ્યું. તેની માએ જવાબ આપતાં જણાવ્યું કે—ભાઈ! આ બાલક યાચના કરી રહ્યું છે, પણ તેના હિતાહિતનો વિચાર તમારા કરતાં મને વધારે હોવો જોઈએ. એમ બોલી માતા મૌન રહી, પુનઃ

—કામ—ક્રોધ—મોહ—જ થાય. માટે પ્રભુ પાસે યાચના ન કરીએ અને તે મેળવવા બીજા દેવની ઉપાસના પણ ન કરીએ. પ્રભુનો વિશ્વાસપૂર્વક દૃઢાશ્રય જ રાખીએ. પ્રભુ જ સર્વ સિદ્ધ કરી લેશે, શ્રીહરિરાયચરણનો આ જ મુદ્રાલેખ છે.

પ્રભુ ઉપર વિશ્વાસ ઉઠતાં બહુ જ ખમવું પડે છે. તેને પોતાના દુઃખનો ભાર પ્રભુ ઉપર નાંખવાને બદલે પોતાને માથે વહોરી લેવાની ટેવ પડતાં જીવ મુઝાય છે. અવિશ્વાસ થયો એટલે શરણ ગયું.

એક વખત ઈન્દ્રજીતે બ્રહ્માસ્ત્રમંત્રથી મંત્રેલા સૂત્રથી હનુમાનજીને બાંધી પકડી રાવણના આગળ રજુ કર્યા, રાવણને આ તંતુ ઉપર વિશ્વાસ ન રહ્યો, તે કાઢી મજબુત સાંકળથી બાંધવા ફરમાવ્યું;આ અવિશ્વાસથી મંત્રનું મંત્રપણું નષ્ટ થયું, એટલે બ્રહ્માસ્ત્ર દૂર થયું. સાંકળે હનુમાનને જકડ્યા; પણ લોહનો તેમને હિસાબ ન હતો, સાંકળોને પલમાં તોડી અને લંકા બાળી. વિશ્વાસ ઉઠ્યો એટલે સર્વ ખોયું. માટે પ્રભુ ઉપર દૃઢ વિશ્વાસ રાખવો.

"એક વર્યો ગોપીજનવલ્લભ નહિ સ્વામી બીજો"
"નહિ સ્વામી બીજો રે મ્હારે નહિ સ્વામી બીજો"
"અવર કોઈનું કામ ન મ્હારે રીઝો કે ખીજો"
"શ્રીકૃષ્ણ કરે ને પ્રમાણ કારજ વણસો કે સીજો"
"પ્રાણ જાય પણ અન્યકૃતિમાં મન રખે ભીંજો"
એક વર્યો................ (દયારામભાઈ)

---

બાલકને રડતું દેખી વટેમાર્ગુએ લાડુ આપવા ફરી વિનવ્યું. માતાએ ભાઈ તમારા કરતાં મને મારા બાલકની વધારે ફીકર છે. તેને રાત્રીએ જ્વર આવ્યો હતો, જો તે લાડુ ખાય તો તેને ત્રિદોષ થાય. માટે મને તેના હિતાહિતનો વિચાર છે. કારણ કે હું તેની પાત્રતા જાણું છું.

**वैराग्यं परितोषं च सर्वथा न परित्यजेत् ।**
**सर्वापेक्षां परित्यज्य दृढं कृत्वा मनः स्थिरम् ।**
**दृढविश्वासो युक्त्यैव यथा सिद्ध्येत्तथाऽऽचरेत् ।**
**मयि चेदस्ति विश्वासः श्रीगोपीजनवल्लभे ।**
**तदा कृतार्था यूयं हि शोचनीयं न कर्हिचित् ।**

વૈરાગ્ય અને સન્તોષનો તો કદાપિ ત્યાગ ન કરવો. ભાગવતમાં કહેલા પિંગલાના દૃષ્ટાન્ત મુજબ ધનની આશાઓ તજી જે મલે તેનાથી સંતોષ રાખીએ તો ચિત્તની વ્યાકુલતા ન થાય. ચિત્ત વ્યાકુલ ન થાય; તો જ પ્રભુ ચિત્તમાં બિરાજે; જે ચિત્ત પ્રભુમાં સ્થિર કરવું છે તેને વૃથા વ્યાકુલ કરે કેમ પાલવે ? સર્વ અપેક્ષાનો ત્યાગ કરી મન ભગવાન્‌માં જ દૃઢ સ્થિર કરવું. જેમ પુત્ર પિતામાં અને માતામાં વિશ્વાસ કરે છે કે– મારા પિતા મારૂં કદાપિ અહિત નહિ કરે, હિત જ કરશે. તેવી રીતે દૃઢ વિશ્વાસથી જેમ જેમ સેવા સાધી શકાય તેવી રીતે વર્તવું. આ સર્વ યુક્તિથી સિદ્ધ કરવું. યુક્તિ એટલે વૃથાલાપ ( ફોકટ બોલવું ) નહિ. કાયાની વૃથા ક્રિયાઓ અને મનની વૃથા કલ્પનાઓ–વિચારો–છોડી દેવા જોઇએ. જો આ ન છોડીયે તો ભગવાન્‌માં ચિત્ત રહે નહિ. **(શ્રીમહાપ્રભુજી.)**

ભક્તો સર્વથા નિઃસ્પૃહ હોય છે, તેને માટે એક દૃષ્ટાન્ત આપું છું. તેથી માલૂમ પડશે કે ભક્તો વૃથાલાપ કરતા નથી. કુંભનદાસજી કવિભક્ત હતા. શ્રીગોવર્ધનગિરિની પાસે જુમનાવતામાં રહેતા, તે ખેતી કરતા હતા, ચંદ્રસરોવર ઉપર કેટલીક જમીન તેમની હતી, તે ઉપર જ બહોળા કુટુંબનો નિભાવ કરતા હતા. પૈસાનો સંકોચ પડે પણ સંતોષ રાખી તેટલામાં જ નિર્વાહ કરી પ્રભુનું ગુણગાન ગાતા. એમના પદોથી લોકોને

બહુ જ આનન્દ આવતો. રોજ નવાં નવાં પદ બનાવી શ્રીગોવર્ધન-નાથજીના આગલ ગાતા; અને તે પદો ઉતારીને લોકો ગાતા હતા. એક વખત મહાન્ ગવૈયાએ આ ભક્તનાં પદો રાજાની સામે ગાયાં, તે સાંભળી રાજા ખુશ થઈ ગયો. અહો ! આવા પણ ભકત છે કે જેમને પ્રભુ પ્રત્યક્ષ દર્શન આપે છે. રાજાએ ગવૈયાઓને પુછ્યું કે કુંભનદાસ ક્યારે થઈ ગયા? જવાબમાં કુંભનદાસ હાલમાં હયાત છે, એવું ગવૈયા પાસે સાંભલી રાજાએ મ્યાના પાલખી વગેરે સાથે કુંભનદાસને બોલવવા માટે મોકલ્યા. કુંભન-દાસને રાજાની વિનતિ કારભારીએ કહી. **કુંભનદાસે નિઃસ્પૃહ-તાથી જ જવાબ આપ્યો.** મારે રાજાની જરૂર નથી. મારે રાજાનું શું કામ હોય ! હું નહિ આવું. કારભારીએ, વિનતિ કરી —આપ જો નહિ પધારો તો રાજા બલાત્કારે બોલાવશે, માટે આપ મ્યાનમાં બેશી પધારો. કુંભનદાસે માયાના આવરણરૂપ મ્યાનાને ન સ્વીકારતાં પગે ચાલીને જ રાજા પાસે આવવા કહ્યું, રાજાએ તેમની મુલાકાત એક શણગારેલા તંબુમાં લીધી. રાજાએ પદ ગાવા કહ્યું. ભકતે પણ નિઃસ્પૃહતાથી પદ ગાયુંઃ—

ભકતનકૌ કહા સીકરી કામ...............
આવત જાત પન્હૈયા તુટી વિસર ગયો હરિ નામ ૧ ભ૦
જાકો મુખ દેખે દુઃખ ઉપજે તાકો કરનો પડયો પ્રણામ
કુંભનદાસ લાલ ગિરિધર બિન યહ સબ જૂઠો ધામ ૨ ભ૦

ભક્તને સીકરી જવાનું શું કામ હોય ? આવતાં જતાં પગ તુટયા, હરિનું નામ ભૂલ્યો. જેનું મુખ જોતાં દુઃખ થાય એવાને મારે પ્રણામ કરવા પડ્યા. લાલ ગિરિધર વિના સબ કંઈ વૈભવ જૂઠો છે.

જુઓ ભક્તની કેટલી નિઃસ્પૃહતા છે. જેમને ભગવાન્ વિના ઈતરની કંઈ પડી નથી. પ્રભુ ઉપર પૂર્ણ વિશ્વાસ છે.

**પ્રશ્ન.** ( ૧ ) દૃઢાશ્રય–વિશ્વાસ–શું શું કરે છે ?

( ૨ ) વિશ્વાસને ભ્રષ્ટ કરનાર કોણ ? દાખલા સાથે સમજાવો.

( ૩ ) પ્રભુ ઉપરથી વિશ્વાસ જાય તો શું થાય ?

( ૪ ) યાચના ન કરવાનાં કારણ આપો.



**દશદિગન્તવિજયી શ્રીપુરુષોત્તમજી.**

# પાઠ ૨૯—શ્રીપુરુષોત્તમજી.

( दशदिग्गन्तविजयी )

પોતાના પાણ્ડિત્યથી દશે દિશામાં પુષ્ટિમાર્ગીય ધ્વજા ફરકાવનાર શ્રીપુરુષોત્તમજીનું પ્રાકટ્ય સંવત ૧૭૨૪ના ભાદ્રપદ શુક્લ ૧૧ના રોજ થયું. શ્રીમદાચાર્યચરણથી છઠ્ઠી પેઢીએ આપ પ્રકટ્યા, જેમ કે—(૧) **श्रीवल्लभाचार्यजी—(२) श्रीविट्ठलनाथजी—(३) श्रीबालकृष्णलालजी—(४) श्रीपीताम्बरजी—(५) श्रीयदुपतीजी—(६) श्रीपिताम्बरजी—(७) श्रीपुरुषोत्तमजी.** આપે બ્રહ્મસંબંધ શ્રીકૃષ્ણચન્દ્રજી પાસે લીધું હતું. આપના સેવ્ય ઠાકુરજી શ્રીબાલકૃષ્ણપ્રભુ હાલ સુરતિસ્થ શ્રીમદ્‌ગોસ્વામી શ્રીવ્રજરત્નલાલજી મહારાજને માથે બિરાજે છે.

**વિદ્યાગ્રહણ**—શ્રીપુરુષોત્તમજી બાલ્યાવસ્થાથી વિદ્વાન હતા. એક વખત આપની સાત વર્ષની ઉમરે સુરતમાં કોઈ એક સંન્યાસીએ શાસ્ત્રાર્થ કરવાને આમન્ત્રણ કર્યું, શ્રીપુરુષોત્તમજીનાં માતુશ્રીએ કહ્યું કે—'આજથી ત્રીજે દિવસે તમારી સાથે મારા લાલજી શાસ્ત્રાર્થ કરશે,' શ્રીપુરુષોત્તમજીને ત્રણ જ દિવસમાં તૈયાર થવાની માતાજીએ આજ્ઞા કરી. માતુશ્રીની આજ્ઞાથી શ્રીપુરુષોત્તમજીએ તૈયારી કરવા ભોંયરામાં એકાન્ત સ્થલમાં શ્રીબાલકૃષ્ણલાલજીના સાન્નિધ્યમાં ત્રણ દિવસ શ્રીસર્વોત્તમજીનો જપ કર્યો. ત્રીજે દિવસે શ્રીબાલકૃષ્ણપ્રભુ શ્રીમદાચાર્યચરણ અને શ્રીગુંસાઇજી પ્રકટ થયા. અને આજ્ઞા કરી કે—સર્વ ગ્રન્થોના આદિ—અન્ત વાંચવાથી સર્વ ગ્રન્થો સમજાશે, તમારો જય થશે. સર્વ વિદ્યા સફલ થશે. એવો આશીર્વાદ પણ આપ્યો. આ ઉપરાન્ત માતુશ્રીએ પ્રસાદી માલા ધરાવી આશીર્વાદ આપ્યો. તે પ્રમાણે સર્વ ગ્રન્થો આપે જોયા, અને ટુંકામાં વાણી વિદ્યા

સંપાદન કરી, ત્રીજે દિવસે શાસ્ત્રાર્થ પ્રારંભ્યો; અને તુરત જ વાદમાં શ્રીપુરુષોત્તમજીનો જય થયો. આવી રીતે અનેક વાદમાં જય મેળવી આપે ભારતવર્ષમાં સર્વત્ર વિજય કર્યો.

**વિદ્યાનો ઉપયોગ**—ભારતમાં દિગ્વિજય કરવા નિકળતાં શાંકર રામાનુજ માધ્વ ભાસ્કર ભિક્ષુ વિગેરે અનેક સમ્પ્રદાયના પંડિતો સાથે શાસ્ત્રાર્થ થયા, આ સર્વ પણ્ડિતોનો સમાગમ થવાથી તે તે સંપ્રદાયનાં પુસ્તકો પ્રાપ્ત થયાં; અને તેનું ઝીણી દૃષ્ટિથી અવલોકન કરી ભાષ્યના પ્રકાશ વિગેરેમાં તેઓનાં મત ટાંકીને બ્રહ્મવાદની દૃષ્ટિએ તેનું અવલોકન લખ્યું છે.

દિગ્વિજય પછી શ્રીપુરુષોત્તમજીએ પોતાનો નિત્યવાસ સુરતમાં જ કર્યો. સુરતમાં જ આપે શ્રીબાલકૃષ્ણ પ્રભુની સ્વરૂપ-સેવા અને નામસેવા કરી. આ ભોંયરામાં બેસી લેખો લખાવતા, અને એકાન્ત માટે સુરતની પાસે આવેલા ડુંમસમાં બિરાજીને ત્યાં ગ્રન્થ વિચારતા, લખતા અને લખાવતા. આપની પાસે આશરે નવેક લેખકો રહેતા અને જે સમયે વિચાર સ્ફુરે તે ટંકાવતા. એકી સમયે ત્રણ કે ચાર ગ્રન્થો સાથે લખવવાની શૈલી હતી, જેથી એકમાં કરેલા વિસ્તારની સૂચના બીજા ગ્રન્થમાં આપેલી છે. એક ગ્રન્થની ત્રણ પ્રતિ કરાવે. એક પોતાની પાસે રાખે; એક ચાંપાસેનીવાલા શ્રીવિઠ્ઠલેશરાયજીને મોકલાવે; બીજી કોઇ પાત્રને આપતા, (આનું નામ ગ્રન્થદાનની ઉદારતા,) આપ મ્યાનામાં સ્વારી કરતા, તેથી મ્યાનામાં પણ વ્યર્થ સમય ન જાય, ભાર પણ ન થાય, તે માટે સૂક્ષ્માક્ષરે શ્રીસુબોધિનીજી વિગેરે ગ્રન્થો લખાવી મ્યાનામાં પણ ગ્રન્થો વિચારતા, પરદેશ પધારતા ત્યારે બીજું સાહિત્ય બહુ ન રાખતાં ૩૨ ગાડાં પુસ્તક સાથે રાખતા; આ આપનો વિદ્યાનુરાગ દર્શાવે છે, જેને પરિ-

ણુમે પુષ્ટિમાર્ગીય નવલાખ શ્લોકનું સાહિત્ય લખ્યું, આવા અપૂર્વ પાણ્ડિત્યથી દશે દિશામાં વિજય કરી પુષ્ટિમાર્ગને સુદૃઢ કરી દર્શાવ્યો. આપના ગુરુ શ્રીકૃષ્ણચન્દ્ર ઘણા જ વિદ્વાન્ હતા.

આપને બે પુત્રો હતા, પરન્તુ તરત જ નિત્યલીલામાં પધારી ગયા, તેથી વંશ ઉત્સન્ન થતાં આપની ગાદીએ દ્વિતીયગૃહના શ્રીગોસ્વામી બાલકોને ગોદમાં લીધા, કે જે વંશમાં વિદ્વાન્ આચાર્ય ગો૦શ્રીવ્રજરત્નલાલજી મહારાજ બિરાજે છે.

શ્રીપુરુષોત્તમજી અને શ્રીહરિરાયજી સમાનકાલમાં થયા. શ્રીપુરુષોત્તમજીનું પાણ્ડિત્ય ચઢે ત્યારે શ્રીહરિરાયજીનો શ્રીઠાકુરજી સાથેનો મહાનુભાવ ચઢે. આપે લખેલા ગ્રન્થો પૈકી મુખ્ય ગ્રન્થો નીચે મુજબ છે. ભાષ્યપ્રકાશ; સુવર્ણસૂત્ર; નિબન્ધાવરણભઙ્ગ; શ્રીસુબોધિનીપ્રકાશ; પ્રસ્થાનરત્નાકર; ષોડશગ્રન્થમાં કેટલાક ઉપર વિવરણ, પ્રહસ્તાદિ અનેક વાદો; અધિકરણમાલા; વિગેરે અનેક ગ્રન્થો અત્યારે સમ્પ્રદાયનું રક્ષણ કરી રહ્યા છે, આપ ભૂતલ ઉપર સાઠ વર્ષ બિરાજ્યા હશે. તેથી પણ વધારે વર્ષ બિરાજ્યા હશે, એમ પાછળથી માલૂમ પડે છે. આપે સંવત્ ૧૭૮૧ના બીજા આષાઢ સુદિ ૧૦ના રોજ બક્ષિસ પત્ર કરીને પોતાના શ્રીબાલકૃષ્ણજી, શ્રીવ્રજેશ્વરજી તથા બીજા ઠાકુરજી અને હવેલી વિગેરે માલમીલકત શ્રીમુરલિધરજીના પુત્ર શ્રીપુરુષોત્તમજીને આપી.

પ્રશ્ન (૧) શ્રીપુરુષોત્તમજીનું પ્રાકટ્ય ક્યારે ?
(૨) આપના ગુરુ કોણ ?
(૩) વિદ્યા શી રીતે મેળવી ?
(૪) વિદ્યાનો ઉપયોગ શો કર્યો ?
(૫) આપે સમ્પ્રદાયમાં શો ઉપકાર કર્યો ?
(૬) વિદ્યાનુરાગ કેવો હતો ?

# પાઠ ૩૦-બન્ધન.

**સ્વધર્માચરણં શક્ત્યા વિધર્માચ્ચ નિવર્તનમ્ ।**
**ઇન્દ્રિયાશ્વવિનિગ્રાહઃ સર્વથા ન ત્યજેત્ ત્રયમ્। શ્રીમહાપ્રભુજી।**

પુષ્ટિમાર્ગ તો પ્રભુનો સાક્ષાદ્ અનુભવ કરવાનો માર્ગ કહેવાય, તેમાં કામ ક્રોધ જેવા બાધક શત્રુઓને સ્થાન ન જ હોય. શ્રીમહાપ્રભુજીએ ઇન્દ્રિય જીતવાને અને અહંતા મમતાના સ્થાનને પ્રભુમાં યોજવામાં વારંવાર આજ્ઞા કરી છે. તેના સારરૂપ શ્રીહરિરાયજી નીચે પ્રમાણે લખે છે.

પુષ્ટિમાર્ગીય ભક્તે કામથી દૂર જ રહેવું, કામરૂપી દોષ સવ નો નાશ કરી દે છે. કામદોષ રજોગુણમાંથી થયો, એ મોઢામાં રજ-ધળ-નાંખશે, કામીને પ્રભુનો આવેશ ન થાય. કામીને સદ્બુદ્ધિ નાશ પામે એટલે સત્કર્મનો પણ નાશ થાય. ભક્તિમાગમાં તો ચિત્ત નિર્મલ જોઈએ. કામ ચિત્તની અશુદ્ધિનું જ પરિણામ છે. કામદોષ ઉત્પન્ન થાય એટલે જાણવું કે ચિત્ત રજોગુણથી બગડયું છે.

કામથી લોભ થાય છે, આપણે મહાપ્રયત્ને કંઈક પ્રભુ તરફ ઇન્દ્રિયો વાળી હોય તેને લોભ તો પાછી ખેંચી સંસારમાં નાંખે છે. લોભીને સંતોષ હોય જ નહિ. આવા માણસને માનસી સેવા કેમ સિદ્ધ થાય ? તેને તો આ કામ અને લોભના બન્ને ડુંગર ચઢવા રહ્યા.તે ઓળંગી જાય તો શ્રીકૃષ્ણનાં દર્શન કરવા પામે. ભગવાન લોભીની સેવા ન જ સ્વીકારે, જેનું મન કામ અને

---

કામાખ્યદોષવિવરણ અને નિબન્ધની કારિકાનો ભાવાર્થ.

લોભમાં રોકાયું છે; તેને તો પ્રભુનું ગુણુગાન એક શત્રુ જેવું લાગે છે. ગુણુગાન પ્રભુમાં નિરોધ કરાવે. વૈરાગ્ય કરાવે, એ વાત કામી લોભીને ન જ રુચે.જો લોભીને ધારેલું કાર્ય ન થાય તો તે ક્રોધનો ભોગ થઈ પડે છે. ધારેલું કાર્ય સિદ્ધ થાય તો અગ્નિમાં ઘી હોમ્યા બરોબર થાય છે; એટલે પુનઃ લોભીની લોભવૃત્તિ સતેજ થાય છે. આવી રીતે કામની બન્ને બાજુ ખરાબ છે. ઉત્તમ ફલનો નાશ અને હલકટ કામમાં જોડાવે છે. કામી ન કરવાનાં કામ કરી દે છે. ન ખાવાની વસ્તુઓ ખાય છે, ન ભોગવવાની વસ્તુ ભોગવે છે, ન જવાને સ્થલે જાય છે. કામી શું ન કરે ? હલકાઈ ભરેલી લાચારીવાળી માગણી પણ કરે.

આ આચરણ ભકતને નીચું જોવડાવે.

કામે આગ્નીધ્ર, કશ્યપ, નારદ જેવાને ખેંચી નાંખ્યા છે, નીચું જોવડાવ્યું છે, તો સામાન્ય જીવનો કામક્રોધલોભથી નાશ થાય, તે વાત સમજાય એવી છે. રાવણનો નાશ કામથી જ થયો; એ જગજાહેર છે.

*સારાંશ–કામી અને ક્રોધીની સેવા પ્રભુ ન સ્વીકારે, તેનું મન ક્રોધ અને કામમાં રહે છે, પ્રભુમાં નહિ; માટે કામ વિગેરે ભક્તિમાર્ગના વિરોધી છે. કામીને કામની ઈચ્છાના જોર આગળ કામ જ તેની નજર આગળ ફરે છે. એવાને પ્રભુનું શરણ ન જ રહે, વિવેક ધૈર્ય હોય જ શાનાં ! વિવેક ધૈર્ય આશ્રય રહિત આ ક્રોધી કે કામીજન; વૈષ્ણવતાનો ડોળ દેખાડે તો તે ઢોંગી જાણવો. શ્રીમહાપ્રભુજીનો માર્ગ નિષ્કામ અને નિર્મલ અધિકારીઓ માટે છે. કે જેઓનો પ્રભુમાં નિરુપધિ શુધ્ધ પ્રેમ છે.

* પ્રશ્નની જરૂર નથી, સારાંશ મુખપાઠ કરાવવો.

# પાઠ ૩૧-શ્રીમહાચાર્યચરણનો

## ( કનકાભિષેક )

---

શ્રીમહાપ્રભુજી દ્વિતીય યાત્રા નિમિત્તે ફરતાં ફરતાં વિદ્યાનગર પધાર્યા. આ વિદ્યાનગર પંદરમા સૈકામાં વિજયનગર તરીખે પ્રખ્યાત હતું, આ શહેર તુંગભદ્રા નદીને કાંઠે વસેલું હતું. ત્યાં પરમ ધાર્મિક કૃષ્ણદેવ રાજા રાજ્ય કરતો હતો, આ ગામમાં શ્રીમહાચાર્યજીના વિદ્યાભૂષણ નામના મામા રહેતા હતા. તેમને ઘેર મુકામ કર્યો. આ વિદ્યાભૂષણ કૃષ્ણદેવરાજાનો દાનાધ્યક્ષ હતો. મામાએ સર્વ પ્રકારનો આદર કરી રાજાના દરબારમાં ચાલતા ધર્મવાદની હકીકત કહી સંભળાવી. કૃષ્ણદેવ રાજાની રાણી માધ્વસમ્પ્રદાયના આચાર્ય વ્યાસતીર્થ દંડીની સેવક હતી, તે આચાર્યે રાજાને દીક્ષા આપવાની ઈચ્છા કરી, ત્યારે શાંકર પંડિતો સામા થયા, તે ઉપરથી કૃષ્ણદેવ રાજાની એવી ઇચ્છા થઈ કે હવે સર્વધર્મનો નિર્ણય કર્યા બાદ મારે દીક્ષા લેવી. રાજાએ સર્વ મુખ્ય મુખ્ય આચાર્યોને આમન્ત્રણ કરી દેશના પ્રખ્યાત વિદ્વાનો અને પણ્ડિતોને બોલાવીને વાદ કરવાની આજ્ઞા કરી. પ્રથમ દંડી આચાર્ય અને શાંકર વિદ્વાનો સાથે વાદ ચાલ્યો. એ માધ્વ-સમ્પ્રદાયના દંડી આચાર્યની સહાયમાં નિમ્બાર્ક,શ્રીવિષ્ણુસ્વામી શ્રી-રામાનુજ સમ્પ્રદાયના સભાસદો હતા, અને શ્રીશાંકરના મતમાં શૈવ, શાક્ત ગાણુપત્ય, અને સૌર સમ્પ્રદાયના સભાસદો હતા. મધ્યસ્થ તરીકે ગૌતમ;કણાદ;મીમાંસક ભટ્ટ વિગેરે હતા.આ વાદમાં શ્રીશંક-

રાચાર્ય વિદ્યાતીર્થે માધ્વાચાર્યે વ્યાસતીર્થને જીત્યા હતા અને બીજે દિવસે શ્રી શંકરાચાર્યને કનકાભિષેક થવાનો હતો એટલામાં જ રાજાને વિદ્યાનગરમાં શ્રીમદ્વલ્લભાર્યજી પધાર્યાની ખબર પડી.

શ્રીમહાપ્રભુજીએ આ હકીકત સાંભળી પોતાના મતનું સંસ્થાપન કરવાના સમયને વધાવી લીધો, અને રાજસભામાં જવાનો નિર્ણય કર્યો. રાત્રિ વિત્યા બાદ સવારમાં ઉઠી વિદ્યાકુંડમાં શિષ્યો સહિત સ્નાન કરી; આન્હિકથી પરવારી; પ્રથમ તો કમણ્ડલુ નામના શિષ્યને રાજસભામાં મોકલી રાજાને ખબર આપી કે વલ્લભદીક્ષિત સભામાં આવે છે. રાજસભા ભરાઈ; આચાર્યશ્રી શિષ્યોસહિત રાજસભામાં પધાર્યા. અહો આ તેજોમય સ્વરૂપ જોઈ,આચાર્યો રાજા અને પંડિતો શ્રીમહાપ્રભુજીના તેજમાં અંજાયા, ઉભા થયા, નિર્ગુણભકિતમાર્ગની પ્રત્યક્ષ મૂર્તિની સામે દરેકનાં મન આકર્ષાયાં. આચાર્યશ્રીએ પુછયું કે–સભામાં કયાં સુધી વાદ ચાલ્યો છે? રાજાએ શાંકરવાદનો જય થયા સુધીની સર્વ વાત કહી. આચાર્યશ્રીએ કહ્યું–અમે વૈષ્ણવ ધર્મના પ્રતિપાદક છીએ. માટે અમે વૈષ્ણવધર્મને ઉદ્દેશી જે બોલીએ તે સાંભળો. આચાર્યચરણે સ્વમતનું વ્યાખ્યાન કર્યું;

*પ્રથમ વિદ્યાતીર્થ અને તેમના શિષ્યો સાથે વાદ ચાલ્યો,તે પછી દશ દિવસ સુધી તાર્કિક, મીમાંસક, સાંખ્ય વિદ્વાનો સાથે ખ્યાતિવાદ વિગેરે ઉપર વિવાદ થયો, તેમાં આચાર્યશ્રીએ 'વેદમાં સર્વ ઠેકાણે બ્રહ્મવાદ જ કહ્યો છે' એમ પ્રતિપાદન કર્યું; ત્યાર બાદ ત્રણ દિવસ સુધી ગાગાભટ્ટજી સાથે વાદ ચાલ્યો. તેમાં

*આ વાદ બ્રહ્મવાદ નામના પુસ્તકાકારે છપાઇ બહાર પડેલો છે. તેમાંથી સમજી લેવા. અત્ર તો શ્રીમહાપ્રભુજીએ માર્ગસંસ્થાપન શી રીતે કર્યું તે જણાવવાનો જ આશય છે.

જગત્ સત્ય છે, શબ્દ નિત્ય છે, એ વાત સિદ્ધ કરી. રાજાની આજ્ઞાથી આચાર્યશ્રીના નાના મામા સોમેશ્વરપંડિતે પુનઃ બ્રહ્મવાદ સામો શાસ્ત્રાર્થ શરૂ કરતાં શ્રીમદાચાર્યજીએ બ્રહ્મવાદનું પુનઃ સ્થાપન કર્યું. આ જે બ્રહ્મવાદ સ્થાપ્યો–તે જ સશાસ્ત્ર છે, એવું દર્શાવનાર એક શ્લોક કહ્યો. **अर्थोयमेव निखिलैरपि वेदवाक्यै रामायणैः सहितभारतपञ्चरात्रैः। अन्यैश्च शास्त्रवचनैः सह तत्वसूत्रैर्निर्णीयते सहृदयं हरिणा सदैव।** આ ઉપરથી નિર્ણય થાય છે કે–શ્રીમહાપ્રભુજી સાથે એકંદર અઠ્ઠાવિશ દિવસ વાદવિવાદ ચાલ્યો, સર્વનો વિજય કરી આ શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદનું સ્થાપન કર્યું છે.

ગાગાભટ્ટની સાથેના વાદ સમયે તો શ્રીમદાચાર્યચરણે અલૌકિક વાદચાતુર્ય દર્શાવ્યું હતું. શ્રીમહાપ્રભુજીનો વિજય જોઈ શ્રીકૃષ્ણદેવ રાજાના આનન્દનો પાર ન રહ્યો, વાદ પૂર્ણ થતાં જ તરત જ તેમણે આચાર્યશ્રીનો વિજય જાહેર કર્યો. ઘણા માન તાન સાથે આચાર્યશ્રી સભામાંથી ઘેર પધાર્યા અને બીજે દિવસે રાજસભામાં ઘણા પંડિતોએ અને વૈષ્ણવાચાર્યોએ શ્રીમહાપ્રભુજીનો કનકાભિષેક કર્યો. આ કનકાભિષેક સમયે સોમણ સોનું હતું, તે સ્નાનજલવત્ માની શ્રીમદાચાર્યે ન સ્વીકાર્યું, પુનઃ રાજાએ બીજું સોનું આપ્યું; તેમાંથી સ્વીકાર્યું; અને શ્રીમહાપ્રભુજીએ કૃષ્ણદેવ રાજાને શરણે લેઈ મંત્રદાન કર્યું; પછી જ્યારે કૃષ્ણદેવ રાજાએ કહ્યું કે, મારૂં શું કર્તવ્ય ? ત્યારે શ્રીમહાપ્રભુજીએ સેવામાર્ગ ઉપદેશ્યો. આવા અનેક વાદો થયા છે.

**પ્રશ્ન** ( ૧ ) કૃષ્ણદેવ રાજાની સભામાં થએલા શ્રીમહાપ્રભુજીના વાદ ઉપરથી તમે શું સમજ્યા ? અને તેનું વર્ણન કરો.

---

હાલના ઇતિહાસ મુજબ કૃષ્ણદેવ રાજાની ગાદીએ આવવાની સંવત ૧૫૫૬ છે. તે ઉપરથી શ્રીમહાપ્રભુજીનું વય આ વખતે ૩૦ વર્ષનું હોવું જોઇએ. એમ અનુમાન થાય છે.



श्रीयमुनाजी।

व्रजपरिवृढवल्लभे कदा त्वच्चरणसरोरुहमीक्षणास्पदं मे।
तव तटगतवालुकाः कदाहं सकरुणि साङ्गगता मुदा करिष्ये॥१॥
वृन्दावने चारुवृहद्वने मन्मनोरथं पूरय सूरसुते।
दृग्गोचरः कृष्णविहार एव स्थितिस्त्वदीये तट एव भूयात्॥२॥

(श्रीप्रभुचरणाः)

# પાઠ ૩૨—શ્રીયમુનાજી.

(૧) જ્યાં સુધી જીવનો સ્વભાવ ન પલટાય ત્યાં સુધી જીવને સ્વધર્મમાં રુચિ થતી નથી. સ્વભાત્રનો વિજય કરવા માટે શ્રીયમુનાજી સમર્થ છે. એવી શ્રીમહાપ્રભુજીની આજ્ઞા છે.

(૨) શ્રીયમુનાજી નીચે પ્રમાણે આઠ પ્રકારનું ઐશ્વર્ય ધરાવે છે.

(૧) સર્વસિદ્ધિનું દાન કરવું. સેવોપયોગી દેહ બનાવવો.

(૨) ભકતોની ભગવાન્‌માં પ્રીતિ વધારવી.

(૩) ભગવાન્‌નો સંબંધ થવામાં જે જે અડચણો આવે તે દૂર કરવી. ભકતોને એવા શુદ્ધ બનાવી દે છે કે—તેને ભગવાન્‌ના સ્વરૂપનો અનુભવ કરવાની લાયકાત આવી જાય.

(૪) ભગવાન્‌માં જે ઐશ્વર્યાદિ ધર્મો છે, તેટલા જ શ્રીયમુનાજીમાં છે.

(૫) ભક્તના કલિદોષો દૂર કરવા સમર્થ છે.

(૬) પોતાના સેવકને ગોપીજનોની માફક ભગવાન્‌ના વહાલા બનાવે છે.

(૭) આ દેહને નવો સેવોપયોગી દેહ બનાવે છે.

(૮) જ્યારે શ્રીઠાકુરજીએ શ્રીયમુનાજીમાં જલલીલા કરી ત્યારે જે શ્રમબિન્દુ શ્રીયમુનાજીમાં આવ્યાં છે, તેનું દાન શ્રીયમુનાજી કરે છે.

(૩) શ્રીયમુનાજી અને કાલિન્દીજી જુદાં છે.

(૪)—શ્રીમહાપ્રભુજી, શ્રીયમુનાજી, અને શ્રીઠાકોરજીનું આ ત્રણેનું સામર્થ્ય સમાન છે. ત્રણે ભાવનું દાન કરે છે. ત્રણે

ભક્તોનો નિરોધ કરે છે. અને ત્રણે જીવને સેવાપયોગી દેહનું દાન કરે છે. એવું શ્રીહરિરાયજીનું વચન છે.

( ૫) ૧હવે તમને શ્રીયમુનાજીના પ્રાકટ્યની વાર્તા કહું છું, જેમ ભગવાન્ શ્રીવસુદેવદેવકીજી સમક્ષ તેમના હૃદયમાંથી પ્રકટ થઈ શ્રીગોકુલમાં પધાર્યા, ભક્તો સાથે મળી લીલા કરી, તેમ શ્રીયમુનાજી પ્રથમ તો સૂર્યમણ્ડલમાં રહેનાર શ્રીનારાયણના આનન્દમય હૃદયમાંથી પ્રકટ થઈ; રસસ્વરૂપે થઈ; તાપાત્મક× રવિમણ્ડલમાં થઈ; કલિન્દ પર્વત ઉપર આવી; ભૂમી ઉપર પધાર્યાં. અને લીલાસ્થલમાં પધારી ભક્તોને મલ્યાં, આપ જ્યારે કાલિન્દ પર્વત ઉપર પધાર્યાં ત્યારે કાલિન્દી નામનાં ભગવાન્નાં ચતુર્થ પ્રિય હતાં, તે મલ્યાં. કાલિન્દીજીને પોતાનામાં પધરાવી લીધાં, તેથી કાલિન્દીજી શ્રીયમુનાજીના જલમાં રહેતાં*

(૬) શ્રીગંગાજી પણ શ્રીયમુનાજીના સમાગમથી જ પ્રભુને પ્રિય થયાં, શ્રીલક્ષ્મીજી પણ શ્રીયમુનાજીની બરાબરી કરી શકે એમ નથી. શ્રીયમુનાજીનું પયઃપાન (જલપાન) કરે; તેને યમરાજા પણ દુઃખ ન દે. શ્રીયમુનાજી યમનાં બ્હેન છે, તે બ્હેનના પુત્રોને (ભક્તોને) કેમ મારે ? શ્રીયમુનાષ્ટકના પાઠથી

---

१ ' घनीभूतरसात्मा हि जातो नन्दगृहे हरिः। केवलो ' धर्मयुक्तस्तु वसुदेवगृहे ' तथा ॥ शब्दात्मा गुणगानादौ वदनादुद्गतः स्वतः । द्रवीभूतरसात्मैषा सर्वाङ्गीणश्रमाम्बुभिः ॥ नारायणस्य हृदयात् शुद्धसत्त्वस्वरूपतः । प्रादुरासीन्मूलरूपपुष्टिलीलाप्रसिद्धये ॥

× જુઓ ગાયત્રીભાષ્ય. * ' वसामि यमुनाजले ' इतिवाक्यात् ।

જરૂર આપણે ભગવાનના પ્રિય થઇએ છીએ. શ્રીયમુનાજી આપણા સર્વ પ્રતિબન્ધ દૂર કરી ભગવાનમાં પ્રીતિ કરાવે છે.

શ્રીયમુનાજીને શ્રીમહાપ્રભુજી ચતુર્થપ્રિયા કહે છે. આ પ્રસંગમાં શ્રીહરિરાયચરણ, શ્રીસ્વામિનીજી પ્રથમપ્રિયા; દ્વિતીયપ્રિયા શ્રુતિરૂપા ગોપવધૂ; તૃતીયપ્રિયા શ્રીકુમારિકા; અને ચતુર્થપ્રિયા શ્રીયમુનાજી છે. એમ આજ્ઞા કરે છે. માટે અષ્ટપટરાણીના ક્રમમાં શ્રીયમુનાજી નહિ હોવાથી અષ્ટપટરાણીમાં ચતુર્થપ્રિયા કાલિન્દીજીને ગણવાં, કાલિન્દીજી અને યમુનાજી જુદાં છે; એ ભૂલવું નહિ. શ્રીકાલિન્દીજી આ ભૌતિક સૂર્યમાંથી પ્રકટયાં છે. ત્યારે શ્રીયમુનાજી આધિદૈવિક સૂર્યમણ્ડલાન્તર્વાત-નારાયણના હૃદયમાંથી પ્રકટયાં છે. ઋગ્,યજુઃ સામ આ વેદત્રયી આદિત્ય છે. આ ત્રણના જ્ઞાન વાલી તે સંજ્ઞા છે. આ સંજ્ઞામાંથી ધર્મરાજ થયા.જે સચ્ચિદાનન્દ લક્ષણ પરમાધાર ઉપનિષદ્ગીત રસ છે તે શ્રીયમુનાજી છે. તેમના ભાઈ આધિદૈવિક ધર્મ-રાજા, પિતા આધિદૈવિક શ્રીવેદમયાદિત્ય,માતા આધિદૈવિક સંજ્ઞા છે. કાલિન્દીજીનાં માતા પિતા તો આધિભૌતિક છે. તનુનવત્વ બનાવવું અને અષ્ટવિધ ઐશ્વર્ય આપવું. એ શ્રીયમુનાજીથી બને, કાલિન્દીજીથી બને નહિ.

**પ્રશ્ન.** ( ૧ ) શ્રીમહાપ્રભુજી, શ્રીયમુનાજી અને શ્રીઠાકુરજી એ ત્રણેની સમાનતા વર્ણવો.

( ૨ ) આઠ પ્રકારનું ઐશ્વર્ય કહો.

( ૩ ) શ્રીયમુનાજીના પ્રાકટયની વાર્તા કહો.

( ૪ ) શ્રીયમુનાષ્ટકના પાઠથી શું ફ્લ ?

---

ત્રય્યેષા ऋग्यजुः साम्नामादित्य इति गीयते । सम्यग्ज्ञानं च यत्तेषां विश्वेषां कर्मणां मुने । सञ्ज्ञेति सोस्यां यो धर्मो धमराजः स उच्यते । रसो यः परमाधारो सच्चिदानन्दलक्षणः । ब्रह्मेति उपनिषद्गीतस्तदेव यमुना स्वयम् ॥

# પાઠ ૩૩—પ્રાતઃસ્મરણ.

પ્રભુની લીલાસૃષ્ટિરૂપ આ જગત્માં પ્રાતઃકાલના રમણીય સમયનો આપણે કેવી રીતે ઉપયોગ કરીશું ? તેનો વિચાર કરીએ. સવારમાં બ્રાહ્મમુહૂર્તમાં વહેલા જાગવાની ટેવ રાખવી. સવારમાં જાગતાં જ કેટલાકનું મન તો દુર્વ્યસનો તરફ ખેંચાય છે. કેટલાકનું ક્લેશમાં, કેટલાકનું વ્યાપારાદિમાં ચિત્ત દોરાય છે, આ અમૂલ્ય પ્રભાતમાં નિદ્રાથી શાન્ત થએલા ચિત્તનો દુરુપયોગ કર્યો કહેવાય. મનુષ્યે આ અમૂલ્ય સમયમાં આખા દિવસનો આનન્દ ભરી લેવાની ખરી તક ગુમાવવી ન જોઇએ. આ આનન્દ પ્રભુ અને ગુરુના સ્મરણથી જેટલો મેળવી શકાય છે, એવો અપર કોઈ સાધનથી મળી શકતો નથી. કારણ કે આનન્દનિધાન ભગવાન્ છે. તેના આનન્દના લેશમાત્રને મેળવી આખું જગત્ આનન્દ માની રહ્યું છે, માટે ચાલો આપણે આનન્દમયનું પ્રાતઃસ્મરણ કરીએઃ—

**मंगलाचरण.**

**चिन्तासन्तानहन्तारो यत्पादाम्बुजरेणवः ।**
**स्वीयानां तान्निजाचार्यान् प्रणमामि मुहुर्मुहुः ॥१॥**
**यदनुग्रहतो जन्तुः सर्वदुःखातिगो भवेत् ।**
**तमहं सर्वदा वन्दे श्रीमद्वल्लभनन्दनम् ॥२॥**
**अज्ञानतिमिरान्धस्य ज्ञानाञ्जनशलाकया ।**
**चक्षुरुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः ॥३॥**
**नमामि हृदये शेषे लीलाक्षीराब्धिशायिनम् ।**
**लक्ष्मीसहस्रलीलाभिः सेव्यमानं कलानिधिम् ॥४॥**
**चतुर्भिश्च चतुर्भिश्च चतुर्भिश्च त्रिभिस्तथा ।**
**षड्भिर्विराजते योऽसौ पञ्चधा हृदये मम ॥५॥**

**श्रीगोव[illegible]ननाथपाद[illegible]गकं हैयङ्गवीनप्रियं**
**नित्यं श्रीमथुराधिपं सुखकरं श्रीवि[illegible]लेशं मुदा ।**
**श्रीम[illegible]रवताशगो[illegible]लपती श्रीगोकुलेन्दुं विभुं**
**श्रीमन्मन्मथ[illegible]ोहनं नटवरं श्रीबालकृष्णं भजे ॥१॥**
**श्रीमद्वल्ल[illegible]ौ गिरिधरं गोविन्दरायाभिधं**
**श्रीमद्बालककृष्णगोकुलपती नाथं रघूणां तथा ।**
**एवं श्रीयदुनायकं किल घनश्यामं च तद्वंशजान्**
**कालिन्दीं [illegible]न्गिरिं गुरुविभून्स्वीयप्रभूंश्च स्मरेत् ॥२॥**

(૧) શ્રીગોવર્ધનનાથજી, (૨) શ્રીનવનીતપ્રિયજી, (૩) શ્રીમથુરાધીશજી, (૪) શ્રીવિઠ્ઠલનાથજી, (૫) શ્રીદ્વારકાધીશજી, (૬) શ્રીગોકુલનાથજી, (૭) શ્રીગોકુલચન્દ્રમાજી, (૮) શ્રીમદનમોહનજી, (૯) શ્રીનટવરપ્રભુ, (૧૦) અને શ્રીબાલકૃષ્ણજીનું (સ્મરણ) સેવા કરૂં છું.

(૧) શ્રીમહાપ્રભુજી, (૨) શ્રીગુંસાઈજી, (૩) (આપના સાત લાલજી), શ્રીગિરિધરજી, (૪) શ્રીગોવિન્દરાયજી, (૫) શ્રીબાલકૃષ્ણજી, (૬) શ્રીગોકુલનાથજી, (૭) શ્રીરઘુનાથજી, (૮) શ્રીયદુનાથજી, (૯) શ્રીઘનશ્યામજી, (૧૦) આપના વંશના બાલકો, (૧૧) શ્રીયમુનાજી, (૧૨) આપણા શ્રીગુરુદેવજી (૧૩) સેવાના શ્રીઠાકુરજી, (૧૪) અને શ્રીગિરિરાજજીનું સ્મરણ કરવું.

આ પ્રમાણે બોલી શ્રીઠાકુરજી વિગેરેના ચિત્રજીનું દર્શન કરવું. આ પ્રાતઃસ્મરણ કર્યા પછીથી વડિલ વર્ગને **'જય શ્રીકૃષ્ણ'** બોલી પ્રણામ કરવા. પછી શૌચાદિ ક્રિયા કરવા જવું.

**પ્રશ્ન.** (૧) પ્રાતઃસ્મરણનો હેતુ શો ?
(૨) પ્રાતઃસ્મરણ ભગવાનનું અને ગુરુનું કરવાનું કારણ ?

# પાઠ ૩૪—ફક્ત એક જ.

## ( તત્ત્વનો નિર્ણય પ્રમાણિક છે. )

ઉત્કલ દેશના રાજા ભોજદેવની સભામાં ચાર પ્રશ્ન ચર્ચાતા હતા. (૧) મુખ્ય શાસ્ત્ર કયું ? (૨) પરબ્રહ્મ દેવ કોણ ? (૩) મુખ્ય મંત્ર કયો ? (૪) મનુષ્યનું મુખ્ય કર્તવ્ય શું ? આ ચાર પ્રશ્નની ચર્ચા ચાલતી હતી, અને શ્રીમહાપ્રભુજી પધાર્યા. સભામાં અનેક પંડિતો સાથે વાદ થયો. સાત દિવસ સુધી નિર્ણય ન આવ્યો. ત્યારે શ્રીમહાપ્રભુજીએ રાજાને કહ્યું કે—આ સભામાં યથાર્થ વાદ ચાલતો નથી, માટે આપણે શ્રીજગન્નાથજી જે કહે તે કબૂલ કરવું. કોનો વાદ સત્ય છે ? શ્રીજગન્નાથજી પાસે કાગલ વિગેરે સાધન મુકી સર્વ બહાર આવી દ્વાર બંધ કર્યાં. થોડા સમય બાદ દ્વારઉઘાડી જોયું તો નીચેનો શ્લોક લખેલો હતો.

**एकं शास्त्रं देवकीपुत्रगीतं एको देवो देवकीपुत्र एव ।**
**मन्त्रोऽप्येकस्तस्य नामानि यानि कर्माप्येकं तस्य देवस्य सेवा ॥**

શાસ્ત્રોમાં છે કૃષ્ણગીતા જ શાસ્ત્ર; દેવોમાં તો દેવકીનો જ પુત્ર, મન્ત્રોમાં છે મન્ત્ર તેનાં જ નામ; કર્મોમાં છે કૃષ્ણસેવા જ કામ.

આ શ્લોક લખી આપ્યો, સભાએ વાંચ્યો. ભગવાન્‌ની આજ્ઞાને વિદ્વાન્ પણ્ડિતોએ તો કબુલ કરી. પરંતુ કેટલાક આ પરાજય ન સહન થવાથી કહેવા લાગ્યા કે—શ્રીજગન્નાથજીને હાથ તો છે નહિ, તો શી રીતે લખ્યું ? શ્રીમહાપ્રભુજીએ આજ્ઞા કરી કે—પ્રભુને સહસ્ર બાહુ છે. હજુ શંકા હોય તો ફરી પત્ર મુકો. ફરી પત્ર મુક્યું, ત્યારે નીચેનો શ્લોક લખાઈ આવ્યો.

**यः पुमान् पितरं द्वेष्टि तं विद्या न्यरेतसम् ।**
**यः पुमान् श्रीहरिं द्वेष्टि तं विद्या न्यरेतसम् ॥**

કરે જે દ્વેષ પિતાનો તે જાણો અન્યવીર્યનો;
હારના દ્વેષીને જાણો સદા તે અન્યવીર્યનો.

આ શ્લોક વાંચી રાજા અને પ્રજાએ આનન્દથી ચારે પ્રશ્નનાં ઉત્તર સમજી શ્રીમહાપ્રભુજીનો વિજય કબુલ કર્યો. અને શ્રીમહાપ્રભુજીનો નિર્ણય પ્રામાણિક શાસ્ત્રાનુસાર છે. એમ સર્વ દેશમાં જાહેર કર્યું.

શ્રીમહાપ્રભુજી નિબંધના આરંભમાં આજ્ઞા કરે છે કે—"ભગવચ્છાત્ર ભાગવત, ગીતા, પંચરાત્રને ભગવત્કૃપાથી સર્વ પ્રકારથી જાણી, જાણીને પણ પુનઃ પુનઃ વિચાર કરીને શાસ્ત્રમાંથી જે તત્ત્વ નિકલ્યું; તે હું કહું છું. મોહક શાસ્ત્રોથી સર્વ લોકોને ભ્રમ થવાનો સંભવ છે કે—હું જે કહું છું તે બરોબર યોગ્ય છે કે નહિ ? તે સમ્ભ્રમ દૂર કરવાને શ્રીજગન્નાથજીએ પ્રકટ થઈ જે સાક્ષી પૂરી કેઃ—" મોહક સર્વ શાસ્ત્રને ન માનતાં તમે જે નિર્ણય કર્યો છે તે બરોબર યોગ્ય છે." તે સાક્ષી ઉપરથી મને સુદૃઢ નિશ્ચય થયો કે જે હું કહું છું તે બરોબર શાસ્ત્રના તત્ત્વાર્થરૂપ છે; અને તે જ જીવના હિતકારી છે. આ તત્ત્વ લોકો યથાર્થ સમજી શકે એ હેતુથી મેં તેને નિબંધના શાસ્ત્રાર્થ—સર્વનિર્ણય અને ભાગવતાર્થ; એવા ત્રણ પ્રકરણ રચી, અને પૂર્વમીમાંસા, ઉત્તરમીમાંસા, ભાષ્ય—સુબોધિની આદિ પ્રકટ કરી, પરસ્પર વિરોધરહિત સર્વશાસ્ત્રનો નિર્ણય સમજાવી, (અસમ્ભાવના) શાસ્ત્રનું જ્ઞાન ન થવા રૂપી પ્રતિબંધ દૂર કર્યો, અને વિપરીત ભાવના—શાસ્ત્રનું ઉલટું જ્ઞાન થવારૂપી પ્રતિબંધને—દૂર કરી ઉપદેશરૂપે મેં સર્વ કંઈ કહ્યું છે. જેમ શ્વેતકેતુને ઉપનિષદ્‌માં સારો સદ્‌બોધ થાય તે માટે નવ વાર નાના પ્રકારે ઉપદેશ આપ્યો, તેમ મેં પણ સારી રીતે જીવોને બોધ થાય એમ સમજાવ્યું છે.

# પાઠ ૩૫—ભગવાન્નાં ત્રણ સ્વરૂપ.

ગુરુચરણ શિષ્યવર્ગ સાથે ગંગાજીના કિનારા ઉપર ફરતા હતા. જલના પ્રવાહની રમણીયતા નિરખતા હતા. એક બાજુએ ગંગાજીના તીર્થમાં પવિત્ર થવાની બુદ્ધિથી અનેક જનો ગંગાજીમાં સ્નાન કરી રહ્યા હતા, એટલામાં એક ભક્તને ગંગાદેવીની સ્તુતિ કરતો જોયો, જોઇને શિષ્યે ગુરુચરણને પુછયું કે–હસ્તપાદમુખવાળાં ગંગાજીની આ સ્તુતિ કરે છે, તે ગંગાજી કોણ ?

**ગુરુદેવ**—ગંગાજીનાં ત્રણ સ્વરૂપ છે. જે આ તમને દેખાય છે તે ગંગાજીનું આધિભૌતિક સ્વરૂપ જલના પ્રવાહરૂપ છે. બીજું; આ લોકો તીર્થબુદ્ધિથી જે તીર્થમાહાત્મ્ય સમજી સ્નાન વિગેરે કરી રહ્યા છે, તે તીર્થરૂપ ગંગાજીનું આધ્યાત્મિક સ્વરૂપ છે. જે આ ભક્ત દેવીસ્વરૂપે સ્તુતિ કરી રહ્યો છે તે ગંગાજીનું આધિદૈવિક સ્વરૂપ છે. કેમ આ ત્રણ સ્વરૂપ તમારા ધ્યાનમાં આવ્યાં ?

**શિષ્ય**—હા, ગંગાજીનાં આધિભૌતિક, આધ્યાત્મિક અને આધિદૈવિક ત્રણ સ્વરૂપ છે.

**ગુરુચરણ**—જેમ ગંગાજીનાં ત્રણ સ્વરૂપ છે, તેમ ભગવાન્નાં ત્રણ સ્વરૂપ છે. જેમ ગંગાજીનું જલપ્રવાહરૂપ આધિભૌતિક સ્વરૂપ છે, તેમ જગત્ એ ભગવાનનું આધિભૌતિક

સ્વરૂપ છે. આ જગત્ ભગવદ્રૂપ હોવાથી સત્ય છે. આ જગત્ અક્ષરબ્રહ્મમાંથી પ્રકટ થયું છે.*

**શિષ્ય**—અક્ષરબ્રહ્મ એ શું છે?

**ગુરુદેવ**—જેમ ગંગાજીનું બીજું તીર્થરૂપ આધ્યાત્મિક સ્વરૂપ છે, તેમ ભગવાનનું અક્ષરબ્રહ્મરૂપી આધ્યાત્મિક સ્વરૂપ છે. આ અક્ષરબ્રહ્મમાં વાદીઓ બહુ જ તર્ક કરે છે, તેનો વિચાર પ્રસંગ આવે ત્યારે કરીશું, પણ એટલું તો ધ્યાનમાં રાખો કે, આ અક્ષરબ્રહ્મ જ જગદ્રૂપે થયું છે, આ અક્ષરબ્રહ્મ ગણિતાનન્દ છે, ભગવાનનું ધામ છે. જેમ કેટલાક ગંગાજીના તીર્થરૂપની પૂજા-ઉપાસના-કરે છે, તેમ જ્ઞાનીઓ આ અક્ષરબ્રહ્મની ઉપાસના કરે છે. આ અક્ષરબ્રહ્મ કરતાં પરમાત્મા શ્રીકૃષ્ણચન્દ્રનું સ્વરૂપ ઉત્તમ છે.

**શિષ્ય**—શ્રીકૃષ્ણનું સ્વરૂપ અક્ષરબ્રહ્મ કરતાં શાથી ઉત્તમ કહેવાય?

**ગુરુદેવ**—જે ગંગાજીના દેવીસ્વરૂપની સ્તુતિ ભક્ત કરી રહ્યા હતો, તે ગંગાજીનું આધિદૈવિક સર્વોત્તમ સ્વરૂપ છે. ભગવાનનનું આધિદૈવક સ્વરૂપ શ્રીકૃષ્ણ છે, તે સર્વોત્તમ છે. જેમ ગંગાજીનું દેવીસ્વરૂપ દરેકને પ્રત્યક્ષ થતું નથી; ભગીરથ રાજા જેવા કોઈ ભક્તને જ પ્રત્યક્ષ થાય છે, તેમ આ શ્રીકૃષ્ણચન્દ્રનું સ્વરૂપ દરેકને પ્રત્યક્ષ થતું નથી, એ તો ભક્તને જ ભક્તિથી દર્શન દે છે. બ્રહ્મા; વિષ્ણુ; શિવ; એ સત્ત્વગુણ રજોગુણ અને તમો-

---

*द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एव च । क्षरः सर्वाणि भूतानि कूटस्थोक्षर उच्यते । उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः । यो लोकत्रयमाविश्य बिभर्त्यव्यय ईश्वरः । यस्मात्क्षरमतीतोहमक्षरादपि चोत्तमः ।
(गीता. अ० १५-'१६.')

ગુણના ઉપરી છે, આ ત્રણના નિયન્તા–કબજે રાખનાર–પરબ્રહ્મ શ્રીકૃષ્ણચન્દ્ર છે. અક્ષરબ્રહ્મ સુધી આનન્દની ગણત્રી થઈ શકે છે. પરન્તુ ભગવાનના આનન્દની ગણત્રી થઈ શકતી નથી, તેથી ભગવાન્ અક્ષરબ્રહ્મ કરતાં ઉત્તમ છે. જ્ઞાનીને અક્ષરબ્રહ્મ પૂર્ણફલરૂપ લાગે છે. ભક્તને તો ભગવાનના ધામરૂપ છે. આ પ્રમાણે ભગવાનનાં ત્રણે સ્વરૂપ સમજ્યા? તમોને નીચેનું કોષ્ટક આપું છું, તે તમે ઉતારી લો.




આ ઉપરથી તમે સમજ્યા હશો કે પરબ્રહ્મ શ્રીકૃષ્ણનાં ત્રણ સ્વરૂપ છે. શ્રીકૃષ્ણને બ્રહ્મ, ભગવાન્, પરમાત્મા એવા નામથી કહે છે, તે જ ભક્તોના સર્વ પુરુષાર્થ પૂર્ણ કરે છે. માટે ભક્તે તેમનો જ આશ્રય કરવો. જેમ ગંગાજીથી ઘણે દૂર વસી ગંગાજીનું ભજન ન કરી શકે, તેમ સંસારમાં આસક્તિ રાખી ભગવાનનું ભજન ન કરી શકે. લોકમાં માન મલે, ધન મલે, એવી આશાથી જો ભજે તો દુઃખી થાય, પરન્તુ

જો કોઈ દુઃખી ભગવાનને ભજે તો જરૂર તેનાં દુઃખ દૂર થઈ જાય–સંસાર દૂર જ થાય.

**लोकार्थी चेद् भजेत् कृष्णं क्लिष्टो भवति सर्वथा।**
**क्लिष्टोपि चेद्भजेत् कृष्णं लोको नश्यति सर्वथा॥**
**લોકેચ્છાથી ભજે કૃષ્ણ; દુખી તે થાય છે સદા.**
**દુઃખીને કૃષ્ણભક્તિથી લોકેચ્છા થાય ના કદા.**

ભગવાન્ પાસે ચાર વ્યૂહ છે. વાસુદેવ, સઙ્કર્ષણ, પ્રદ્યુમ્ન, અનિરુદ્ધ. તેમાં વાસુદેવ મોક્ષ આપવાનું કામ કરે છે, સઙ્કર્ષણ નાશ કરવાનું કામ કરે છે. પ્રદ્યુમ્ન પ્રજોત્પત્તિનું કામ કરે છે, અનિરુદ્ધ ધર્મરક્ષાનું કામ કરે છે. ભગવાન્ તો ભક્તોનો નિરોધ અને ઉદ્ધાર કરે છે. આ પ્રમાણે વ્યૂહસહિત જે ભગવાનનું સ્વરૂપ કહ્યું તેને ગીતાજીમાં '**अतोस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः**' આ વાક્યથી લોક અને વેદપ્રસિદ્ધ પુરુષોત્તમનું સ્વરૂપ કહ્યું છે. હવે શ્રીગુંસાઈજીએ જે ભાવાત્મક સ્વરૂપનું વર્ણન '**भावैरङ्कुरित**' શ્લોકમાં કહ્યું છે તે સમય આવે વર્ણવીશું.

**પ્રશ્નો.** (૧) ગંગાજીનાં ત્રણ સ્વરૂપ વર્ણવો.
(૨) ભગવાનનું આધિભૌતિક સ્વરૂપ કહો.
(૩) ભગવાનનું આધ્યાત્મિક સ્વરૂપ કહો.
(૪) ભગવાનના આધિદૈવિક સ્વરૂપને શું કહે છે ?
(૫) લોકાર્થી ભજે તો શું થાય ?
(૬) ક્લિષ્ટ ભજે તો શું થાય ?
(૭) ચાર વ્યૂહનાં નામ કહો ?

---

# પાઠ ૩૬-પુષ્ટિના ચાર ભેદ.






આ ઉપરથી તમે સમજી શકશો કે–પુષ્ટિભક્તિ ચાર પ્રકારની છે. પુષ્ટિ એટલે ભગવાનનો અનુગ્રહ. એ અનુગ્રહ કૃપા મેળવવાનો જે માગ તે પુષ્ટિમાર્ગ કહેવાય, એવું પહેલા પાઠમાં સમજી ગયા છો. હવે એ ચારેનાં સ્વરૂપ જાણવાં જોઈએ, કારણ કે જગતમાં પ્રભુનો અનુગ્રહ જીવો ઉપર ઓછાવત્તા પ્રમાણમાં માલૂમ પડે છે, તેનું કારણ આ ચાર ભેદ ઉપરથી સમજાશે. જેવો જેનો અંગીકાર, તેવું તેને ફલ.

**पुष्ट्या विमिश्राः सर्वज्ञाः प्रवाहेण क्रियारताः ।**
**मर्यादया गुणज्ञास्ते शुद्धाः प्रेम्णाऽतिदुर्लभाः ॥**

( श्रीमहाप्रभुजी. )

૧. **પુષ્ટિપ્રવાહભક્તો**—પુષ્ટિ એટલે ભગવાનનો અનુગ્રહ, અને પ્રવાહ એટલે ક્રિયામાં આસક્તિ. અહંતા

મમતા પ્રવાહમાં વધારે હોય છે. આ લોકો પ્રવાહી હોવાથી નારદપંચરાત્ર વિગેરેમાં કહેલાં કર્મ કર્યા કરે છે. પણ ભગવાન્નો અનુગ્રહ હોવાથી તે કર્મ તેમને બાધક થતાં નથી; પરંતુ સેવાને અનુકૂલ થાય છે. ભગવાનના સ્વરૂપનું જ્ઞાન નથી હોતું, એ આ ભક્તમાં મુખ્ય ભક્ત કરતાં આટલી ખામી છે.

મારી ઉપાસના વિગેરેમાં તત્પર થાઓ, આવી પ્રભુની ઇચ્છા થતાં જે જીવો ક્રિયામાં આસક્ત થાય છે, છતાં પ્રભુનો અનુગ્રહ જેમના ઉપર છે, એવા જીવો પુષ્ટિપ્રવાહી કહેવાય છે. જેવા કે શ્રુતદેવ અને નિમિરાજા જેવા પ્રવાહી ભકતો હતા. ભગવાન્ના સ્વરૂપનું અને ગુણનું જ્ઞાન ન હતું. પણ અનુગ્રહથી સેવાને અનુકૂલ કાર્યમાં તત્પર રહેતા. કર્મમાં પ્રીતિ રાખવી એ પ્રવાહનું લક્ષણ છે.

૨ **પુષ્ટિમર્યાદા ભક્તો**—પુષ્ટિ એટલે અનુગ્રહ અને મર્યાદા એટલે શાસ્ત્રોક્ત નિયમ. પુષ્ટિપ્રવાહી ભકતોની માફક કેવલ પ્રવૃત્તિમાં ક્રિયામાં પ્રવૃત્તિવાલા નથી હોતા; પરન્તુ નિવૃત્તિમાં તેમનું મન હોય છે, પ્રભુની કૃપાપૂર્વક શાસ્ત્રમાં કહેલી શ્રવણ મનન વિગેરે ભક્તિ કરે છે. વિષયાસક્તિરહિત ગુણગાન પણ કરે છે.

મારા ગુણોને જાણો, એવી ભગવાન્ની ઇચ્છા થતાં ભગવાને કહેલા શુદ્ધ અદ્વૈત બ્રહ્મવાદના નિયમ પ્રમાણે જ્ઞાન મેળવી ગુણગાન વિગેરે કરનારા પુષ્ટિ–મર્યાદા–ભકતો છે. દાખલા તરીકે ભીષ્મ વિગેરે મર્યાદાભકતો છે.

---

સૂચના—પ્રથમ પુષ્ટિ પ્રવાહ અને મર્યાદાનું લક્ષણ સમજાવવું. પછી આ મિશ્રભેદો સમજાવવા. આ ત્રણ શબ્દો અર્થ સાથે મુખપાઠ હોવા જોઇએ.

આ ભકતોને ભગવાનના ગુણોનું જ્ઞાન હોવાથી પુષ્ટિપ્રવાહ કરતાં સારા છે. પરંતુ પુષ્ટિપુષ્ટિભકતો જેટલું લીલાનું જ્ઞાન નહિ હોવાથી પુષ્ટિપુષ્ટિ કરતાં ઉતરતા દરજાના છે.

૩. **પુષ્ટિપુષ્ટિભકતો**—પુષ્ટિ—અનુગ્રહ—પૂર્વક પુષ્ટિ; અર્થાત્ કૃપાથી અઙ્ગીકાર. પ્રવાહ અને મર્યાદા મિશ્ર ભકતો કરતાં વધારે અનુગ્રહ પૂર્વક જેમનો અઙ્ગીકાર છે, તે પુષ્ટિપુષ્ટિ ભકતો જાણવા. આ ભકતોને ભગવાનના સ્વરૂપનું અને ગુણનું યથાર્થ જ્ઞાન હોય છે. મર્યાદા ભકતોને સ્વરૂપનું કે લીલાનું જ્ઞાન નથી હોતું, પણ આ પુષ્ટિપુષ્ટિ ભકતોમાં હોય છે. 'મને જાણો' એવી ભગવાનની ઈચ્છા પૂર્વક જેમનો પુષ્ટિમાં અંગીકાર થયો છે, તેવા સર્વજ્ઞ ભકતો પુષ્ટિપુષ્ટિ ભકતો જાણવા. આવા પરમભકતોના ઉદાહરણમાં—નારદજી અને ઋષભજી કહી શકાય, તેમને ભગવાનના સ્વરૂપનું લીલાનું અને ગુણનું જ્ઞાન યથાર્થ હોય છે.

૪. **શુદ્ધપુષ્ટિભકતો**—જેમાં કોઇ પણ જાતની મિશ્રતા નથી, તે શુદ્ધ નિર્ગુણપુષ્ટિભકતો કહેવાય. નિરુપધિ પ્રેમ—અનહદ સ્નેહ—એ તેનું લક્ષણ છે.

આ શુદ્ધ પુષ્ટિભકતોનો વિચાર કરીએ. પ્રભુનો પ્રેમ એ જ મુખ્ય હોય છે, તેમનાં ગુણગાન કે શ્રવણ પ્રભુના પ્રેમની જ ખાતર અને સહજ હોય છે. પ્રભુના તરફથી કાંઈ પણ ફલની આકાંક્ષા આવા ભક્તમાં હોય જ શાની ? પ્રભુની પૂર્ણ કૃપા હોય ત્યારે જ શુદ્ધ પુષ્ટિનું દાન કરે છે. આ ભક્તિથી ભગવાન્ પોતે જ વશ થઈ રહે છે. આ નિર્ગુણ ભક્તના સાધનરૂપ પ્રભુ પોતે જ થાય છે. તેથી આ પૂર્ણ પ્રેમી ભક્ત જે કંઈ શ્રવણ કીર્તન કરે તે પ્રેમના સહજ આકર્ષણથી જ કરે છે. સાધન તરીખે નહિ. માટે તે સાધન નથી, પણ ફલ છે. આ

ભક્તનો ભગવાન્ કદાપિ ત્યાગ કરતા નથી. આ ભક્તિરસ શ્રીગોપીજનને મલ્યો હતો. અને તેથી જ તે ગોપીજનો આપણા પુષ્ટિમાર્ગના ગુરુ તરીકે ગણાય છે, કે આપણે પણ તેમના પ્રકટેલા માર્ગે પૂર્ણ ભાવથી ભગવાન્‌ને ભજીએ છીએ. ગોપીજનોએ આપણને અનુગ્રહનું–પુષ્ટિમાર્ગનું–સ્વરૂપ દર્શાવ્યું છે.

| | |
|---|---|
| ૧. કેવલપ્રવાહ. | દૈવી અને આસુરી બે પ્રકારની સૃષ્ટિ છે. તેમાં જન્મમરણના પ્રવાહમાં પડેલા આસુરી સંપત્તિવાલા જીવો પ્રવાહી છે. પ્રભુએ આ સૃષ્ટિ ઇચ્છામાત્રથી જ મનવડે રચી છે. ફલ પણ લૌકિક જ મળે છે. કારણ કે આ સૃષ્ટિ હંમેશાં જન્મમરણમાં પડેલી રહે, એવી ભગવદિચ્છા છે. |
| ૨. કેવલમર્યાદા ભક્ત. | વેદમાર્ગ ભૂતલમાં છે માટે મર્યાદા પણ છે. મર્યાદાના જીવોને ફલ વેદમાર્ગથી મળે છે. ભગવાને વાણીથી વેદમાર્ગ પ્રકટ કર્યો. પુષ્ટિને તો કાયાથી ઉત્પન્ન કરી છે અને કાયાથી જ ભગવાન્ ફલ આપે છે. |
| ૩. પુષ્ટિપ્રવાહ ભક્ત. | ભગવાનના ગુણનું કે સ્વરૂપનું જ્ઞાન નથી, પરન્તુ સેવાને અનુકૂલ ઉપાસના કર્મોમાં આસક્તિવાલા છે. |
| ૪. પુષ્ટિમર્યાદા ભક્ત. | ભગવાનના ગુણોનું જ્ઞાન હોય છે. સ્વરૂપનું નહિ. વિહિત–શાસ્ત્રોક્ત શ્રવણમનનાદિ ભક્તિને કરનારા. |

# પુષ્ટિના ચાર ભેદ.

| | |
|---|---|
| ૫. પુષ્ટિપુષ્ટિ ભક્ત. | ભગવાનના ગુણ અને સ્વરૂપનું જ્ઞાનવાળા, લાલાનું સ્વરૂપ સમજનારા. વિશેષ અનુગ્રહવાળા. ક્રમપ્રાપ્ત અનુગ્રહવાળા. |
| ૬. શુદ્ધપુષ્ટિ ભક્ત. | ભગવાને અખંડ પ્રેમનું દાન જેમને કરેલું છે. અત્યન્ત પ્રેમ એ જ મુખ્ય હોય છે. નિઃસાધનતા એ જેનું મુખ્ય લક્ષણ છે જેના સાધનરૂપ હરિ છે. શ્રીગોપીજનો જેવા ભક્તો પુષ્ટિભક્તો છે. |

## પુષ્ટિમર્યાદા અને મર્યાદાપુષ્ટિ.

*પુષ્ટિમર્યાદા અને મર્યાદાપુષ્ટિ આ ઉભય શબ્દોમાં કોઈ તરતમભાવ છે. તેમાં કેટલાક ગુંચાય છે. શ્રીપુરુષોત્તમજી સદૃષ્ટાન્ત સ્પષ્ટીકરણ કરે છે. અમ્બરીષ રાજાનો મર્યાદાપુષ્ટિમાં અંગીકાર છે, નહિ કે કેવલપુષ્ટિમાં, અને નહિ પુષ્ટિમર્યાદામાં માટે પ્રેમલક્ષણા, માનસી, નિર્ગુણભક્તિના અધિકારી નથી, તેથી તેમની ગણના કેવલ ભાવાત્મકભક્તોમાં નથી. શ્રીકૃષ્ણાવતાર પહેલાં તે માર્ગનું પ્રાકટ્ય ન હતું.

પ્રશ્ન. (૧) પુષ્ટિપ્રવાહભક્ત કરતાં પુષ્ટિમર્યાદાભક્તમાં વિશેષતા દર્શાવો.

(૨) પુષ્ટિપ્રવાહભક્ત અને પુષ્ટિમર્યાદાભક્ત કરતાં પુષ્ટિપુષ્ટિની વિશેષતા દર્શાવો.

(૩) પુષ્ટિપુષ્ટિભક્તો કરતાં શુદ્ધપુષ્ટિને ઉત્તમ કેમ કહ્યા ?

(૪) શુદ્ધપુષ્ટિભક્તોનું સ્વરૂપ કહો.

---

*वस्तुतस्तु राजा ( अम्बरीषः ) मर्यादापुष्टावङ्गीकृतो न केवलपुष्टौ, न वा पुष्टिमर्यादायाम्, अतस्तस्य महद्भिमृग्यभक्त्यर्थित्वाभावात्तत्र तदकथनेप्यदोषः ॥ तस्य तदर्थित्वाभावे च 'केवलेन हि भावेने'तिसन्दर्भे तदनुल्लेख एव। (अम्बरीषस्य गणना 'गोप्यो गावो खगा मृगा' इत्यत्र न वर्तेत इत्यर्थः)

# પાઠ ૩૭—પુષ્ટિસૃષ્ટિ.

આપણે પાછળ વિચાર કરી ગયા કે—ભક્તિમાર્ગરૂપી સરલ માર્ગ પ્રભુએ દર્શાવ્યો છે, તેથી ભગવાન્‌માં અનુગ્રહ છે, પુષ્ટિ છે. [2]ભગવાને છ પ્રકારની સૃષ્ટિ રચી છે, તે પૈકી કેટલીક સૃષ્ટિમાં ભગવાન્‌ના સચ્ચિદાનન્દ ગુણો પૈકી સદંશ અને ચિદંશ આ બે ગુણો જ છે; પરન્તુ આ પુષ્ટિસૃષ્ટિમાં ભગવાનના સદંશ ચિદંશ અને આનન્દાંશ, એ ત્રણ ગુણો છે. [3]ભગવાને આ સૃષ્ટિ પોતાની કાયાથી બનાવી છે. પુષ્ટિસૃષ્ટિમાં કાર્યકારણરૂપ ભગવાન્ જ છે.[4] સર્વ ભક્તોના પ્રાણરૂપ ભગવાન છે. પુષ્ટિ-ભક્તના આ લોક અને પરલોક પણ જ્ઞાનક્રિયાયુક્ત ભગવાન્ છે. એક વખતે શ્રુતિઓએ વરદાન માગતાં ભગવાન્ પાસે વિનતિ કરી કે 'હે ભગવન્ આપનું આનન્દમય સ્વરૂપ દર્શાવો' ત્યારે ભગવાને સર્વથી પર શ્રીવૃન્દાવન; શ્રીગોવર્ધન; શ્રીયમુનાજી અને સર્વ ભક્તસહિત આપનો લીલાવૃન્દ દેખાડ્યો, અને કિશોર આકૃતિવાલા ભગવાન્‌નાં પણ દર્શન કરાવ્યાં. આ સૃષ્ટિ નિત્ય છે. ભગવાન્ આ ભક્તોની ઇચ્છાને અધીન રહે છે. તેથી ભક્તની ઇચ્છા મુજબ પોતાના આનન્દમય શ્રીઅંગથી જ ફલ આપે છે. પ્રભુ પોતાના ભક્તને વશ

(૧) પાઠ ૨૧ મો જુઓ. નિબન્ધકારિકા.

२ (पुष्टि कायेन निश्चयः । स इममेवात्मानं द्वेधाऽपातयत्ततः पतिश्च पत्नी चाभवताम् । तस्य रूपमभूद्द्वेधा तत्कायमभिचक्षते)

४ (भा० १०-३-९ मा श्लोक उपर सु० कारिका-सर्वेषां प्राणरूपश्च वैदिकः पा लौकिकः । ज्ञानक्रियोभययुतो सर्वकामप्रवर्तकः)

છે, એવું દર્શાવવા [1]પુષ્ટિભક્તોના આગલ નૃત્ય પણ કરે છે. વખતે કંઈ કામ કરવાનું સાંપે તો તે પણ ભગવાન્ કરે છે.

[2]જે મર્યાદાભક્તો હોય છે તેમને તો આવું ફલ ન મલે. તેમને જ્ઞાનથી મોક્ષ મેલવવાની માત્ર યોગ્યતા થાય છે, અને ભગવાન્ જ તેમને મુક્તિ આપે છે. પુષ્ટિના જેવું લીલાનું દાન કરવું હોય તો પોતાનામાં પ્રવેશ કરાવી શુદ્ધ કરી સેવાને માટે પુષ્ટિ જીવોમાં પ્રકટ કરે છે. શાસ્ત્ર પણ કહે છે કે–'[3]મુક્ત જીવો લીલાને લાયક શરીર ગ્રહણ કરી ભજે છે.

[4]આ જીવોનું સ્વરૂપ પણ ભગવાન્ના જેવું છે. આનન્દમય છે. ભગવાન્ સચ્ચિદાનન્દ છે તેમ આ પણ સચ્ચિદાનન્દ જ છે. ભગવાન્ જેમ લીલાર્થે અવતાર ધારણ કરે છે, તેમ આ ભક્તો પણ લીલા માટે અવતાર ધારણ કરે છે- ભગવાન્નાં જેમ અૈશ્વર્ય વીર્ય યશ શ્રી જ્ઞાન વૈરાગ્ય છે. તેમ આ શુદ્ધ પુષ્ટ ભક્તોમાં પણ ઐશ્વર્ય વિગેરે ધર્મો છે. ભગવાન્ને જેમ ધ્વજ વજ્ર વિગેરે ચિહ્ન છે, તેવી રીતે આ ભક્તોને પણ ચિહ્ન છે. ભગવદ્રૂપ જ આ સૃષ્ટિ છે. માટે જ આ શુદ્ધપુષ્ટિસૃષ્ટિના જો ગુણગાન ગાઇએ તો પ્રભુના ગુણગાનની માફક જ આપણે

---

१ गोपीभिस्तोभितो० ।

२ ज्ञानेन स्व[illegible]पयोग्यतायां मुक्तिर्भगवता दीयते इति न ज्ञानमात्रसाध्या । 'मोक्षमिच्छेज्जनार्दनात्'. तथा सति चरमवृत्तिरूपमपि ज्ञानं स्वरूपयाग्यता[illegible]म्पादन एवोपक्षीयमाणं न फलोपहितां कारणतां स्वस्मिन् अवरोद्धुमीष्टे, अतो मुक्तिरपि [illegible]तैवेति सेवायै विचारितान् (जीवान्) शुद्धान् विधायाऽऽविर्भावयति । ( श्रीपुरुषोत्तमचरणाः )

३ मुक्ता अपि लीलाविग्रहं कृत्वा भजन्ते ।

४ स्वरूपेणावतारेण लिङ्गेन गुणेन च । तारतम्यं न ।

કૃતાર્થ થઈએ. ભગવાન્ આ સૃષ્ટિને સેવામાટે જ પ્રકટ કરી છે. નામસેવા તો કોઈ પણ મર્યાદાજીવથી પણ કરાવી લેત, રૂપસેવા તો આપની સાક્ષાત્ સૃષ્ટિ વિના બની શકે નહિ, માટે આ પુષ્ટિસૃષ્ટિ પ્રકટ કરી છે. મર્યાદા સૃષ્ટિને દૈવીસૃષ્ટિ કહેવાય ખરી, પણ તે શ્રીઅંગમાંથી થએલ નહિ; અને રૂપસેવા પણ તેને મલે નહિ. એ તો પુષ્ટિસૃષ્ટિને જ મલે. [૧–૨]આ સૃષ્ટિ ભગવાન્‌થી ભિન્ન નથી. ભગવાન્ પણ આ સૃષ્ટિથી ભિન્ન નથી. જેમ રાજાને મૃગયા ખેલવામાં રમણ શીવાય બીજું કારણ હોતું નથી, તેમ ભગવાન્ લોકવત્ લીલા જ કરવાને આ પુષ્ટિસૃષ્ટિરૂપે થયા છે. અત્ર શ્રીગોપીજનો દૃષ્ટાન્ત છે.

ભગવાન્‌ને લીલા કરવા માટે જો કોઈ જીવના સ્વરૂપ દેહ અને ક્રિયામાં ફેરફાર કરવાની જરૂર હોય તો ભગવાન્ તે પ્રમાણે તેમના સ્વરૂપમાં દેહમાં અને ક્રિયામાં ફેરફાર કરી લે છે. જુઓને કેટલાંક ગોપીજનોને તામસાદિ બનાવી પ્રભુએ તેમનું તામસાદિપણું દૂર કર્યું. એમ ભાષ્યમાં છે. હાલમાં ભગવાન્ જે જીવને પ્રવાહ અને મર્યાદામાંથી જુદો પાડી પુષ્ટિમાં પ્રવેશ કરાવવાની ઇચ્છા રાખે છે તે જીવને પોતાનામાં પ્રવેશ કરી શુદ્ધ કરી પુનઃ પુષ્ટિસૃષ્ટિમાં પ્રકટ કરે છે. જીવભાવ બખતે સંતાઈ ગએલા ભગવાન્ ધર્મો ભગવાન્‌નો સમ્બન્ધ–થતાં પ્રકટ થાય છે.

આ સૃષ્ટિને ભગવાન્ જ ફલ છે, ભગવાન્ વિના બીજાની સ્પૃહા જ નથી. ભગવાન્‌માં નિરુપધિ પ્રેમ એજ તેમનું લક્ષણ છે.

---

१ लोकवत्तु लीलाकैवल्यम् (२–१–३३)

२ तस्मान्न भिन्ना एतास्तु आभिर्भिन्नो न वै प्रभुः। भूमावुत्तारितं सर्वं वैकुण्ठं स्वर्गवासिनाम्। (अथर्वोपनिषदि कृष्णोपनिषद्)
हानौ तूपायनशब्दशेषत्वात्। कुशाच्छन्दःस्तुत्युपगानवत्तदुक्तम्। (३–३–२६)
हित्वा कृष्णे परं भावं गतः प्रेमप्लुतः सदा। निबन्धे।

# પાઠ ૩૮—આસુરીસૃષ્ટિ.




(૧) આ કોષ્ટક ઉપરથી માલૂમ પડશે કે *દુર્જ્ઞનો ઉદ્ધાર નથી, પરંતુ પૂતના શિશુપાલ વિગેરેનો ઉદ્ધાર છે. કારણ કે ભગવાન્‌માં તેમનો દ્વેષભાવે નિરોધ થયો હતો.

---

*तानहं द्विषतः क्रूरान् संसारेषु नराधमान् । (गी. अ०१६–१९)

(૨) ×ભગવાન્ શાપ અપાવી શુદ્ધ કરે છે. શાપ અપાવી ચિત્રકેતુ અને જય વિજય જેવાને શુદ્ધ કરી દીધા છે. માટે શાપ સાથે અનુગ્રહ છે, જો અનુગ્રહ ન હોય તો તે પાખંડી થઈ જવા જોઈએ, રોગી થવા જોઈએ; પરંતુ તેમ ન થતાં શુદ્ધ થઇ પ્રભુને જ મળે છે જેમ કે વૃત્રાસુર, શિશુપાલ, દન્તવક્ત્ર વિગેરે જાણવા.

(૩) સર્વમાર્ગમાં ભટકે, પણ કોઇ પણ માર્ગમાં રુચિ ન થાય એ ચર્ષણી જીવો જાણવા. તેમને ખંડિત ફલ છે. જેવી રુચિ તેવું ફલ મળે.

(૪) દુર્જ્ઞ સહજાસુર છે. તેમને અનુસરનારા અજ્ઞ.

(૫) કેટલાક બલિ પ્રહ્લાદ વિગેરે આસુર કુલમાં જન્મ લે છે, પરંતુ તે અનુગ્રહવાલા જીવો તો આસુર કુલમાં જન્મ્યા છતાં આસુરો સાથે જોડાતા નથી.

---

+ (मन्येसुरान् भा० ३–२–२४) (कामं क्रोधं० भा० १०–२९–२५) (अहो बकीयं भा० ३–२–२३)

# પાઠ ૩૯—વૈષ્ણવ કોને કહેવાય ?

( રાગ—વૈદર્ભી વનમાં વલવલે. )

તાદૃશી જન તેને જાણીએરે, જેમાં એવા ગુણ હોય રે, (૨)
નિંદાસ્તુતિ ના કરે કોઇની, સઘળે સમદૃષ્ટિ જોયરે.—તા૦ જન.
દર્શન કરતા માત્રમાંરે, ભૂલાવે પ્રપંચનું ભાનરે,
સ્મરણ કરાવે શ્રીકૃષ્ણનું, નસાડે અઘ અજ્ઞાનરે.—તા૦ જન. ૧
સકલ ચરાચરને વિષે રે, વસ્યા દેખે ભગવાનરે,
શુભ ઇચ્છે સર્વ જગતનું, લેશ નહિ અભિમાનરે.—તા૦ જન. ૨
ગુણ ગાતાં ગોવિંદનારે, પુલક્તિ તનુ થાયરે,
નેત્રે પ્રવાહ વહે પ્રેમના, હરખે હૃદય રુંધાયરે.—તા૦ જન. ૩
પરદુઃખે દાઝે ઘણું રે, કરે કોઈનો ના દ્રોહરે,
ઈન્દ્રયજીત સાચા સદા, ના પામે માયામાં મોહરે.—તા૦ જન. ૪
અકલ લીલા નંદલાલનીરે, તેમાં લગ્ન જેનું મનરે,
પ્રીત બહુ પરઉપકારમાં, સદા પ્રસન્ન વદનરે.—તા૦ જન. ૫
નટવર ઝળકે નેત્રમાંરે, કાન્તિ કરુણા મધ્યે હોયરે,
શાંત સ્વભાવ સંતોષ બહુ, દોષ કોઈના ના જોયરે.—તા૦ જન. ૬
વહાલા લાગે સહેજે સર્વનેરે, અતિ ઉદાર જેનું ચિત્તરે,
અનન્ય ભાવે ભજે કૃષ્ણને, જેને વહાલું નહિ વિત્તરે.—તા૦ જન. ૭
હરિ ગુરુ વૈષ્ણવને વિષેરે, જેને સદા અતિ વહાલરે,
દઢ વિશ્વાસ અતિ દીનતા, બોલે વચન રસાલ.—તા૦ જન. ૮
સેવા સ્મરણ સતસંગમાંરે, જેની આસક્તિ અતિરે,
કપટનો લેશ નહિ હૃદે, હરિ ચરણે સદા મતિરે.—તા૦ જન. ૯
વ્યસનાવસ્થા વિટ્ઠલેશસુ રે, સદા મુખે કૃષ્ણ નામરે,
તે ભગવદીય તણા દાસનો, સદા દાસ **દયારામરે**.—તા૦ જન. ૧૦

# પાઠ ૪૦—વૈષ્ણવ નથી થયો?

વૈષ્ણવ નથી થયો તું રે, હરિજન નથી થયો તું રે,
સીદ ગુમાનમાં ઘુમે, વૈ૦ (ટેક.)

હરિજનને જોઈ હઈડું ન હરખે, દ્રવે ન હરિગુણ ગાતાં,
કામ દામ ચટકી નથી, છટકી ક્રોધે લોચન રાતાં.—વૈ૦ ૧
તુજસંગે કોઈ વૈષ્ણવ થાએ, તો તું વૈષ્ણવ સાચો,
તારા સંગનો રંગ ન લાગે, તહાં લગી તું કાચો.—વૈ૦ ૨
પરદુઃખ દેખી હ્રદે ના દાઝે, પરનિંદા નથી ડરતો,
વહાલ નથી વિઠ્ઠલમાં સાચું, હઠે તું હું હું કરતો.—વૈ૦ ૩
પરોપકારે પ્રીત ન તુજને, સ્વારથ છુટયા છે નહિ,
કહેણી તેવી રહેણી ન મળે, કહ્યાં લખ્યું એમ કહેની.—વૈ૦ ૪
ભજનારુઢ નથી મન નિશ્ચે, નથી હરિનો વિશ્વાસ,
જગતતણી આશા છે જહાંલગી, જગત ગુરુ તું દાસ.—વૈ૦ ૫
મનતણો ગુરુ મન કરીશ તો સાચી વસ્તુ જડશે,
દયા દુઃખ કે સુખ માન પણ, સાચું કહેવું પડશે.—વૈ૦ ૬

# પાઠ ૪૧—વૈષ્ણવતાના નિયમો.

*(૧) પ્રભુ જે કરે છે તે પોતાની ઇચ્છાથી કરે છે.

(૨) પ્રભુ સર્વ કરવાને સમર્થ છે. આપણા મનની વાત જાણે છે. આપણે પ્રભુની ઈચ્છા જાણતા નથી, માટે પ્રભુ પાસે યાચના ન કરવી.

(૩) જીવ પ્રભુને અધીન છે. માટે અભિમાન ન કરવું.

(૪) હઠાગ્રહી ન થવું. દેવું કરી કદી સેવાદિ ધર્મ કરવાનો આગ્રહ ન કરવો.

(૫) દેહના ધર્મો કરતાં ભગવદ્ધર્મો બલવાન જાણવા.

(૬) દેહનાં દુઃખ સહેવાં. માખણ વિનાની છાશ જેવો નિઃસાર દેહ જાણી ધૈર્ય રાખવું.

(૭) જડભરતજીએ અપમાન વિગેરે અનેક દુઃખ સહન કર્યાં; તેવું ધૈર્ય રાખવું.

(૮) પ્રભુ પરીક્ષા કરવા દુઃખ કરે, તો પણ ધૈર્યપૂર્વક સહન કરવું.

(૯) ભગવદિચ્છાથી દુઃખ દૂર થતું હોય તો આગ્રહી ન થવું.

(૧૦) પોતાની સ્ત્રીથી આરંભી કોઈ પણ બન્ધુ અપમાન કરે તો પણ સહન કરવું.

(૧૧) ઇન્દ્રિયોના વિષયો તનથી મનથી ત્યાગ કરવા, વાણીથી બોલવા પણ નહિ.

---

*વિવેકધૈર્યાશ્રય.

(૧૨) *આ લોક અને પરલોક સંબંધિ સર્વ કાર્યમાં પ્રભુનો જ આશ્રય રાખવો.

(૧૩) દુઃખમાંથી બચવું હોય તો, અથવા ભય આવે ત્યારે, પ્રભુનો આશ્રય કરવો.

(૧૪) ભક્તનો અપરાધ થઈ જાય, કે ભક્ત આપણું અપમાન કરે તો પણ પ્રભુનું જ શરણુ રાખવું. કાર્ય સિદ્ધ થયું, તે પણ પ્રભુએ સિદ્ધ કર્યું; કામ ન બની શકે તો તેમાં પ્રભુ ઇચ્છા ન હતી, તેથી સિદ્ધ ન થયું એમ માની પ્રભુનું શરણુ વિચારવું; શોચ કરવો નહિ.

(૧૫) અભિમાન થઈ જાય તો **'श्रीकृष्णः शरणं मम'** નો જપ કરવો.

(૧૬) નોકર ચાકર અપમાન કરે તેમાં પણ પ્રભુનું શરણુ રાખવું. સ્ત્રીપુત્રાદિકનું રક્ષણ કરવામાં પણ હરિનું શરણુ રાખવું.

(૧૭) મન અલૌકિક સેવા લાયક બનાવવું હોય તો શ્રીકૃષ્ણનું શરણુ રાખવું.

(૧૮) અન્યાશ્રય ન કરવો. અવિશ્વાસ ન કરવો. પ્રભુ ઉપર વિશ્વાસ રાખવો. આ કલિમાં ભકિતમાર્ગ વિગેરે સર્વ-માર્ગ દુઃખથી સાધી શકાય એવા છે. માટે જો આપણે વિશ્વાસ રાખી પ્રભુને શરણે જઇએ તો પ્રભુ જ ભક્તિ વિગેરેનું દાન કરી ઉદ્ધાર કરશે.

(૧૯) ઉપર પ્રમાણે ચિત્તથી વિચારવું, અને વાણીથી **श्रीकृष्णणःशरणं मम'** અહોનશ રટવું, અને નિયમો અમલમાં મૂકવા

---

*'વિશ્વાસ' નામનો પાઠ આ સાથે વાંચવો.

# પાઠ ૪૨—વૈષ્ણવનાં લક્ષણ.

તે ભગવદીયનાં દર્શન દુર્લભ, જેનું ભાગ્ય હોય તેને તે ભેટે રે;
અવલોકન માત્રે અઘ નાશે, તાપ ત્રિવિધના મેટે રે,—તે૦ ૧
પ્રેમ ભક્તિમાં પચેલા પૂરા, નિંદા કરે નહિ કોની રે;
અંતરમાં અવનાશી વસેલા, નિર્મળ મતિ સદા જેની રે,—તે૦ ૨
જેનું શ્યામસુંદર તેનું, નિશદિન ધ્યાન ન મૂકે રે;
શ્વાસ ઉચ્છ્વાસે શ્રીકૃષ્ણને સમરે, નિમિષૈક નામ ન ચૂકેરે,—તે૦ ૩
ક્ષમા દયા સમદૃષ્ટિ જેમાં, સત્ય પ્રથાએ ચાલે રે;
સંતોષી સાત્વિક ને વિવેકી, ભજનાનંદમાં મ્હાલે રે,—તે૦ ૪
જેનું સર્વ સમર્પણ હરિને, સેવા કરે સ્નેહે સાચી રે;
દૃઢ વિશ્વાસ ધરે નિજ ધણીનો, બુદ્ધિ ન રાખે કાચી રે;—તે૦ ૫
અન્યપ્રસાદી અન્યાશ્રય વરજે, ઘણું ગુરુ વૈષ્ણવ પર હેત રે;
પ્રાણી માત્ર તણું હિત ઇચ્છે, પરગજુ સ્નેહ સમેત રે;—તે૦ ૬
ઇંદ્રિજિત અભિમાન રહિત શુચિ, મોહ માયાથી અળગા રે;
જ્ઞાની ત્યાગી સુખ દુઃખ સમ લહે, સત્સંગને રહે વળગ્યા રે;—તે૦ ૭
તે હરિજનના દાસના દાસનો, દાસ પ્રભુ મુને કરજો રે;
**દયો** ભણે તેના ચરણની રજ, મારા શિરપર સદા ઠરજોરે,—તે૦ ૮

# પાઠ ૪૩—શ્રીમદ્ભાગવત.

---

* આપણા સમ્પ્રદાયમાં ભાગવત મુખ્ય પ્રધાન પદ ભોગવે છે, આપણી તેમાં અડગશ્રદ્ધા છે, તો આપણે તેના સ્વરૂપથી અજ્ઞાન રહીએ તે કેમ પાલવે ?

જ્યારે અનેક શાસ્ત્ર પુરાણ રચી વ્યાસજીને સંતોષ ન થયો. ત્યારે શ્રીનારદજીની સૂચનાથી ભગવાન્‌ની લીલાનું વર્ણન કરવા શ્રીમદ્ભાગવત રચ્યું.

શ્રીમદ્ભાગવતનું સ્વરૂપ આપણે અવશ્ય જાણવું જોઇએ. શ્રીભાગવત સર્વ સન્દેહ દૂર કરનાર છે, ભક્તિ ઉત્પન્ન કરનાર છે, ભગવાન્‌ની દશવિધ લીલાનું નિરૂપણ કરે છે, ભવગદ્રૂપ છે, ભગવલ્લીલા સ્વતઃ પુરુષાર્થરૂપ છે, શ્રીમદ્ભાગવત ભગવદ્રૂપ છે—"પ્રભુ બાર અંગવાલા છે"એવું શ્રુતિ કહે છે, શ્રીમદ્ભાગવતને પણ બાર સ્કન્ધ એ +બાર અંગ છે.

| અંગનાં નામ. | સ્કન્ધ. | લીલા. |
|---|---|---|
| બે ચરણ, ... ... | ૧-૨. ... ... | અધિકાર-જ્ઞાન. |
| બે બાહુ. ... ... | ૩-૪. ... ... | સર્ગ-વિસર્ગ. |
| બે હાથ. ... ... | ૫-૬. ... ... | સ્થાન-પોષણ. |

---

*शतशोऽथ सहस्रैश्च किमन्यैः शास्त्रसङ्ग्रहैः। गृहे न तिष्ठते यस्य शास्त्रं भागवतं कलौ॥ कथं स वैष्णवो ज्ञेयः शास्त्रं भागवतं कलौ। गृहे न तिष्ठते यस्य श्वपचा ।धको हि सः।

+બે સાથલ, બે બાહુ, શિર, હૃદય, બે હાથ, બે ચરણ, બે સ્તન એ બાર અંગ છે. "द्वादशाङ्गो वै पुरुषः"

| | | |
|---|---|---|
| જમણો હસ્ત. ... | ૭. ... ... | ઊતિ. |
| બે સ્તન. ... ... | ૮–૯. ... ... | મન્વન્તર–ઈશાનુકથા. |
| હૃદય.... ... ... | ૧૦. ... ... | નિરોધ. |
| શિર.... ... ... | ૧૧. ... ... | મુક્તિ. |
| વામહસ્ત. ... ... | ૧૨. ... ... | આશ્રય. |

આ પ્રમાણે અર્થપૂર્વક જો આ દ્વાદશાઙ્ગ પુરુષને જાણીએ તો હૃદયમાં સાક્ષાત્ પ્રભુ પધારે.

આ ભાગવતમાં ત્રણ ભાષા છે.

**૧. લોકભાષા. ૨. અન્યભાષા. ૩. સમાધિભાષા.**

(૧) શ્રીવ્યાસજીએ સમાધિમાં અનુભવ કરી જે કહ્યું તે **સમાધિભાષા** કહેવાય છે. યોગના ધર્મથી સમાધિમાં સાક્ષાદ્ અનુભવ થાય છે. આવી રીતે સાક્ષાદ્ અનુભવ કરી કહેલા વ્યાખ્યાનનું વધારે પ્રામાણ્ય ગણાય. જેમાં શ્રીવ્યાસજીએ પોતાનો અનુભવ સ્પષ્ટ દર્શાવ્યો હોય તે સમાધિભાષા છે. (૨) અન્યભાષાને **મતાન્તર**ભાષા કહે છે, જે ભાષામાં સમાધિભાષાથી વિભિન્ન અર્થ હોય તેને મતાન્તરભાષા કહેવાય છે, જ્યાં શુકદેવજી બીજા કહ્યાનો અનુવાદ કરે એટલે બીજાનું કહેલું કહે તે પરમતભાષા ઓલખવાની નિશાની છે. (૩) [1]**લૌકિકી** ભાષામાં લોકને અનુસરી વર્ણન આવે છે.

જો કે વ્યાસજીએ સમગ્ર શ્રીમદ્ભાગવતનો અનુભવ કર્યો હતો, માટે સમગ્ર ભાગવતને સમાધિપણું છે, પરન્તુ તે સમાધિમાં ત્રણ પ્રકારે અનુભવ કર્યો તેથી ત્રણ ભાષા થઈ, સમાધિભાષાને લૌકિકભાષા અને પરતમભાષા મદદ કરનારી છે.

---

१ स्तनैः स्तनान् [illegible]नुपक्षपितान् ।

ભાગવત સર્વ સન્દેહને દૂર કરનાર છે, વેદમાં સન્દેહ થાય તો તે સન્દેહ ગીતા દૂર કરે છે. ગીતામાં સન્દેહ રહેતો બ્રહ્મસૂત્રનો આશ્રય લેવો, તે સન્દેહ દૂર કરશે, તેમાં સન્દેહ થાય તો છેવટે શ્રીમદ્‌ભાગવત તો જરૂર સન્દેહ દૂર કરે છે. શ્રીમદાચાર્યચરણે શ્રીમદ્‌ભાગવતનો નિત્ય પાઠ કરવાની આજ્ઞા કરી છે, ×શ્રીગુરુનાં લક્ષણ દર્શાવતાં પણ એ વર્ણવ્યું કે—'શ્રીભાગવતના તત્ત્વને જાણનાર હોવા જોઈએ.' આજીવિકા માટે વ્યવહારમાં જેનું ચિત્ત છે તેવા સંસારી માણસને ભગવાન્‌માં ચિત્ત પરોવવાનો સહેલો રસ્તો શ્રીમદ્‌ભાગવત છે. શ્રીમદાચાર્યચરણ આજ્ઞા કરે છે કે:—

*પ્રભુમાં મન પરોવવાને શ્રીમદ્‌ભાગવત મુખ્ય સાધન છે, પ્રેમપૂર્વક, દંભ અને કામરહિત થઈ પ્રયત્નથી અવશ્ય પાઠ કરવો. [1]વૃત્તિ—ગુજરાન—માટે ભાગવતના પાઠનો પ્રાણ ગયે પણ ઉપયોગ ન કરવો. જે પુરાણીઓ (ભટ્ટજી) ગુરુમુખથી શ્રીભાગવતનો અર્થ પરંપરાથી જાણનારા છે, જે ત્રણ પ્રકારની ભાષા વિગેરે ગૂઢાર્થને સમજે છે, તે પુરાણી (ભટ્ટજી) પાસે ભાગવત સાંભલવાની જલભેદમાં આજ્ઞા કરી છે. ભાગવત ઉપર શ્રીમહાપ્રભુજીએ શ્રીસુબોધિનીજી નામનું વિવરણ સ્કંધ ૧—૨—૩—૧૦—અને ૧૧ના ચાર અધ્યાય ઉપર કર્યું છે. ભાગવતાર્થ નિબંધમાં સમગ્ર ભાગવતનો વિચાર છે. શ્રીભાગવતનું શાસ્ત્ર, સ્કન્ધ, પ્રકરણ, અધ્યાય, વાક્ય, પદ, અને અક્ષર આ સાતપ્રકારે વિવરણ થાય છે. તે પૈકી

× श्रीभागवततत्त्वज्ञं भजेत् जिज्ञासुरादरात् ।

* साधनं परमेतद्धि श्रीभागवतमादरात् । पठनीयं प्रयत्नेन निर्हेतुकमदम्भतः ।

१ શ્રીપુરુષોત્તમજીએ સર્વનિર્ણયનિબન્ધની ૨૫૧ કારિકામાં શ્રીભાગવતના પાઠક ત્રૈવર્ણિકને કહ્યા છે. બ્રહ્મજ્ઞાન ભાગાંશ વ્યતિરિક્તમાં તો સર્વ અધિકારી છે.

નિબન્ધમાં પ્રથમચારનું વિવરણ છે, બીજા ત્રણનું વર્ણન શ્રી-સુબોધિનીજીમાં છે. શ્રીસુબોધિનીજી ઉપર ટિપ્પણી, પ્રકાશ, લેખ, યોજના, કારિકાવ્યાખ્યા વિગેરે અનેક સાહિત્ય છે. શ્રીમદ્ભાગ-વતનો સંપૂર્ણ રીતે પાઠ કરવાનું સાધન શ્રીમહાપ્રભુજીકૃત શ્રી-પુરુષોત્તમસહસ્રનામ છે. ત્રિવિધનામાવલી પણ શ્રીમદ્ભાગવત ઉપરથી જ રચાઇ છે. શ્રીમદ્ભાગવતના પ્રકરણવિભાગ અને અધ્યાયના અર્થ શ્રીગોકુલરાયજીઅનેશ્રીઘનશ્યામભટ્ટજીએ કર્યાછે.

આપણો તો સેવાધર્મ રહ્યો, આપણા સેવ્ય શ્રીઠાકુરજી શ્રીકૃષ્ણચન્દ્ર છે, શ્રીકૃષ્ણચન્દ્રનું સ્વરૂપ આપણને શ્રીમદ્ભાગ-વતથી જ યથાર્થ સમજાય છે, અને શ્રીકૃષ્ણચન્દ્રની કથા એવી રસિક છે કે—આપણા મનનો તેમાં નિરોધ થતાં વાર લાગતી નથી. શ્રીમહાપ્રભુજી પણ એ જ આજ્ઞા કરે છે કે—સેવા અથવા કથામાં આસક્તિ છે. તેમનો કદાપિ નાશ નથી.

ભાગવત (વેદના અર્થને સમર્થન કરનાર છે.) વેદોપ-બૃંહક છે, બ્રહ્મસૂત્રમાં જેમ '**जन्माद्यस्य यतः**' સૂત્રથી આરંભ કરવામાં આવ્યો છે, તેમ ભાગવતમાં પણ તે જ શબ્દની આરંભ કરવામાં આવ્યો, આખા ભારતનો સાર પ્રથમ દ્વિતીય તૃતીયમાં સમજાવ્યો, સર્વગીતાનો વિસ્તાર આ ભાગવત છે. શ્રુતિઓ આખીને આખી શ્રીમદ્ભાગવતમાં છે, જેમકે—'**द्वा सुपर्णा सयुजा**' વિગેરે. અનેક દૃષ્ટાન્તો ઉપરથી વેદોપબૃંહકત્વ સિદ્ધ છે.

**પ્રશ્ન.** ( ૧ ) શ્રીભાગવતનાં બારસ્કંધના બાર અંગ કહો.
( ૨ ) ત્રણ ભાષાનું વર્ણન આપો.
( ૩ ) શ્રીમદાચાર્યચરણની ભાગવત માટે આજ્ઞાઓ કહો.
( ૪ ) શ્રીભાગવતસાહિત્ય !

---

# પાઠ ૪૪—પ્રેમબીજનું પોષણ.

પ્રભુએ જીવને આત્મનિવેદનદ્વારા શરણે લીધો ત્યારથી પ્રભુના અનુગ્રહથી પ્રેમ–ભક્તિનું બીજ રોપાયું છે, એ બીજને પોષવું જોઈએ. જ્યારે પ્રેમનું દાન પ્રભુ અનુગ્રહથી કરે છે, ત્યારથી જે જે સાધનો કરે છે તે સર્વ સ્નેહથી કરાતાં હોવાથી ફલરૂપ છે.

આરંભમાં તો—(૧) ભક્તિમાર્ગવિરોધિ સર્વનો ત્યાગ કરવો. (૨) પ્રભુના માહાત્મ્યનું શ્રવણ અને કીર્તન કરવું, ગૃહમાં રહી ભગવાન્‌ની તનુજા વિત્તજા સેવા કરવી. ભગવદ્ધર્મને બાધ ન આવે એમ વર્ણાશ્રમધર્મ યથાસમય પાળવા. વર્ણાશ્રમધર્મ તજવા નહિ. કોઈ પણ રસ્તે પ્રભુમાં પ્રેમ કરવો એ સર્વ સાધનોનો ઉપયોગ છે. પરન્તુ આત્મનિવેદની ભક્તને તો પ્રેમનું દાન પ્રભુએ કર્યું છે; તે જ પ્રભુ પુષ્ટિમાર્ગીય નિઃસાધન ભક્તના શ્રવણભજનાદિ સાધનરૂપ બની જાય છે. તેથી આ ભક્તને શ્રવણભજન આવશ્યક થઈ જાય છે. આવશ્યક એટલે શું ? એનો વિચાર કરીએ. (આ–વશ–) જેને ચારે તરફથી વશ થઈ જીવ રહે, જના વગર જીવને ઘડીભર ચેન ન પડે, શ્રવણ ભજન વગર જીવ રહી ન શકે; એનું નામ આવશ્યક છે, એટલે જીવને સ્મરણ ભજન વિના ન જ ચાલે, પ્રેમ થયા પછી તો તે આપોઆપ થયા કરે છે. સાધનરૂપે નહિ. સેવા વખતે પ્રભુના સ્વરૂપનું ધ્યાન અથવા તો જે પ્રકારની સેવા કરતા હોય તે સેવામાં જ એકાગ્રચિત્ત રાખવું, ચિત્ત પોતાના વ્યાપાર ધંધાનો વિચાર કરતું હોય અને હાથમાં માલા લેઈ સેવામાં બેઠા હોય તો એવી સેવા પ્રભુ કેમ સ્વીકારે ? તેનાથી પ્રેમ વધે નહિ. એક વખત એક બ્રાહ્મણ વૈષ્ણવ ઘરમાં સેવા કરતા હતા, તેમના પુત્રની વહુ બહાર વૈષ્ણવનું આગત–

સ્વાગત કરતી હતી, કોઈ મહાભગવદીયની કૃપાથી તેને સામાના હૃદયની ખબર પડી જતી હતી, એક દિવસ પેલો બ્રાહ્મણ વૈષ્ણવ સેવા કરતો હતો, તેને વિચાર આવ્યો, કે—આ પ્રભુની સેવા કરી જરૂર હું બજારમાં જોડા પહેરવા જઈશ, તેજ વખતે એક માણસે આવી એ વૈષ્ણવ બ્રાહ્મણને બોલાવવાને બારણા આગળ બ રી, એટલે પુત્રની વહુએ જવાબ આપ્યો, કે—મારા સસરાજી અત્યારે બજારમાં જોડા પહેરવા ગયા છે.' આ સાંભળી વૈષ્ણવ બ્રાહ્મણે બહાર આવી સેવામાં બીજા વિચારો કરવાના અપરાધમાટે પુત્રવધૂની ક્ષમા માગી, અને પુત્રવધૂની આવી ઉંચી કક્ષા જોઈ મનમાં પ્રસન્ન થયો. દણ્ડવત્ કર્યા, માટે સેવાના વખતે બહારના વિચારો ન કરવા.

પ્રેમ વધતાં વધતાં આસક્તિ થાય છે, પ્રભુમાં આસક્તિ વધતાં પ્રેમની પરાકાષ્ઠાએ વ્યસન થાય છે, વ્યસન થાય ત્યારે જીવ કૃતાર્થ થઈ જાય છે—આ વ્યસન અવસ્થાએ પહોંચેલું બીજ કદાપિ નાશ પામતું નથી. પ્રભુ પણ આ વ્યસન અવસ્થાને પામેલા પ્રેમને બાધા કરવા સમર્થ નથી, જેને પ્રેમ આસકિત અને વ્યસન થયું છે, તેનું લક્ષણ નીચેના કોષ્ટકથી માલૂમ પડશે.

**(અવસ્થા)** **( ફલ અથવા પ્રેમની નિશાની ).**

પ્રેમથી...........પ્રભુ વિના બીજામાં પ્રીતિ ન થાય.

આસકિતથી......ગૃહમાં અરુચિ થશે. ઘરમાં રહેવું તે ભક્તને પ્રેમના બાધકરૂપ લાગશે.

વ્યસનથી......કૃતાર્થ જ થઇ જાય. પ્રભુ વિના તેને જરા પણ નહિ રુચે.

વ્યસન થયા પછી તેને ગૃહમાં રહેવું બાધકરૂપ છે. વ્યસનદશામાં પ્રભુને માટે આ ભકત ઝૂરે છે. આવી રીતે પ્રભુનો વિરહ અનુભવવા ગૃહત્યાગ કરી દેવો. ત્યાગ કરીને જો પ્રભુ માટે તે યત્ન કરે તો જરૂર પરાભકિતને પ્રાપ્ત કરે.

વ્યસનદશા વિના ગૃહત્યાગ કરવો બાધરૂપ છે, દુસંગ થાય, અથવા અપ્રસાદિત દુષ્ટ અન્ન વિગેરે ભક્ષણ કરવામાં આવવાથી ભ્રષ્ટ થઈ જાય. માટે ગૃહત્યાગ કરનારે હરિના સ્થાનમાં રહી સારા ભકતોનો સમાગમ કરવો. બહુ જ પાસે રહેવું નહિ, તેમ બહુ દૂર રહેવું નહિ, એવું રહેવું કે ચિત્તમાં દોષ ન આવે. શ્રીમદાચાર્યચરણ એક કારિકામાં આજ્ઞા કરે છે કે—

**सेवायां वा कथायां वा यस्यासक्तिर्दृढा भवेत् ।**
**यावज्जीवं तस्य नाशो न क्वापीति मतिर्मम ॥**

પ્રભુની સેવા અથવા લીલાકથામાં જેની આસકિત છે, તેનો કોઈ પણ દેશ કે કોઈ પણ કાલમાં નાશ નથી. તેને કોઈ અન્તરાય નહિ આવે, એનું સર્વ પ્રભુ સિદ્ધ કરશે, એવી મારી મતિ છે, અભિપ્રાય છે. એકાન્તવાસથી અનેક હરકતો આવે છે, માટે જ્યાં શ્રવણાદિક સધાય ત્યાં રહેવું.

પ્રભુ જ ભકતનું સર્વ રીતે રક્ષણ કરનાર છે, માટે આપણે તો પ્રભુના સહજ દાસ હોવાથી તેનો આશ્રય કરીએ તો પ્રભુ સર્વ રીતે વ્યસન સુધીનું દાન કરે.

**પ્રશ્ન** (૧) બીજભાવ એટલે શું !
(૨) બીજને પોષવાના ઉપાય ?
(૩) પ્રેમ થયા પછીની અવસ્થા !
(૪) ગૃહત્યાગ ક્યારે કરવો ?
(૫) ગૃહત્યાગ કરી શું કરવું !
(૬) વાર્તા ઉપરથી તાત્પર્ય શું કાઢયું !

# પાઠ ૪૫-ચિન્તાનિવૃત્તિ માટે શું કરશો?

શ્રીમહાપ્રભુજીના સેવક ગોવિન્દદાસ દવેએ પત્ર લખ્યો કે—અમે સેવા કરીએ છીએ પણ મનની વિક્ષિપ્તતા—ભટકવાની ટેવ જતી નથી, અને મનની મનમાં જ રહે છે, આ પત્રોત્તરમાં જે પ્રમાણે ગોવિન્દદાસ દવેને શ્રીમહાપ્રભુજીએ ઉપદેશ આપી તે દવેની ચિન્તા દૂર કરી; તે નીચે મુજબ છે.

**ગોવિન્દ દવે!** સૃષ્ટિમાં પ્રકટ થઈ સર્વ વિચારશીલ માણસ પોતાનું પરમ કલ્યાણ કેમ થાય? એનો વિચાર કરે છે. જો માણસને ધર્મના સંસ્કાર પડ્યા હોય; શાસ્ત્રથી પોતાની બુદ્ધિ કેળવી હોય; તો આ અનિત્ય મોહક સંસારનાં ખોટાં સુખથી જરાય પણ બંધાય નહિ. બુદ્ધિશાળી મનુષ્યને નિશ્ચય હોય છે કે સકલ જગત્‌માં પરમાનન્દ સુખનો ભંડાર પ્રભુ શ્રીકૃષ્ણચન્દ્ર જ છે. પ્રભુ વિના સર્વ કોઈ આર્ત દુઃખી છે. તેમાં મમતા રહેવાથી દુઃખી જ થાય છે. આવો નિશ્ચય હોવાથી **'त्यक्त्वा कृष्णं भजेद् बुधः'** સર્વ વસ્તુનો ત્યાગ કરી ડાહ્યા માણસે શ્રીકૃષ્ણને ભજવા. જીવનું પરમ કલ્યાણ જીવને ખરા આનન્દની પ્રાપ્તિ શ્રીકૃષ્ણથી જ છે. જીવ આ સવ પ્રપંચને ભૂલી પ્રભુમાં જ્યારે તેના ચિત્તનો નિરોધ થાય ત્યારેજ તેની સર્વ ચિન્તા દૂર થઈ પ્રભુના ચરણમાં નિર્ભય અને નિશ્ચિન્ત બને છે. આ પ્રપંચમાંથી પ્રેમ ખસેડી પ્રભુમાં યથાર્થ પ્રેમ જોડાય, ત્યારે તેના ચિત્તમાં પ્રભુનો આનન્દ ઉભરાય છે. કારણ કે ચિત્ત અને પ્રભુનો સમાગમ જ એવો છે કે જેથી આનન્દમય પ્રભુના આનન્દનો આસ્વાદ થતાં પરમ સુખ થયા વિના રહેતું જ નથી. આ પ્રભુ જ મારૂં સર્વસ્વ છે, એવું સમજી પ્રેમથી આ લોક સંબંધિ અને પરલોકસંબંધિ સર્વ કંઈ તેના ચરણમાં સોંપે છે. પ્રભુચરણ એ જ આ જીવનું પરમઆશ્રય સ્થાન છે. એ જ તેના હૃદયની વિશ્રાન્તિ છે, હું પ્રભુનો છું. પ્રભુનો દાસ છું **'दासोऽहं कृष्ण तवास्मि'** એવું અનુભવે છે. ગોવિન્દ દવે! દાસભાવ જો તમારામાં આવે તો જરૂર તમે કૃતાર્થ જ થઈ જાઓ

હો. આ દાસને પ્રભુની જે ઇચ્છા, તે જ પોતાની ઇચ્છા. એટલે પ્રભુની ઇચ્છાથી જે કંઈ સુખ અથવા જે કંઇ દુઃખ થાય તે સહન કરે છે. પ્રભુ જ સવ કંઈ કરાવે છે. પ્રભુ જ સર્વ ફલના દાતા છે. એમ આ દાસને નિશ્ચય છે. આ દાસને પ્રભુના ચરણનો જ આશ્રય હોવાથી પ્રભુ આ દાસનું હિત જ કરશે. એમ દૃઢ ટેક રાખનાર આ દાસ નિશ્ચિન્ત બને છે. દાસ સેવાધર્મ જ બજાવે છે. પોતાની દીનતામાં અહંકારને પીંગાળી દે છે.

ગોવિન્દ દવે ! દુઃખ અને ચિન્તાનું ખરૂં કારણ અહંતા મમતા છે. આ મારૂં છે. આ હું છું. હું જ કરૂં છું. આવા મોહમાં પડી જીવ ચિન્તાના દવમાં બળે છે. ચિત્ત વિભ્રમ થઈ ગાંડા જેવો બની જાય છે, પોતાનો ખરો ધર્મ ભૂલી જાય છે, હજારો અન્તરાય આ ચિન્તા નાંખે છે, ચિન્તાથી બળતું ચિત્ત સવ કંઈ કામમાં નકામું થાય છે, અને મનુષ્યનો પાત કરનારૂં થાય છે.

આ ચિન્તા દૂર કરવાનો ઉપાય તમોને પોતાના સમજી જણાવું છું, તે ઉપાયો એક પછી એક યોજવા. તેથી અવશ્ય ચિન્તા દૂર થશે. હૃદય ઉપરનો ભાર જતો રહેશે. સારા સારા વિચારો આવશે. પ્રભુ પણ શરણ રાખશે.

ગોવિન્દ દવે ! તમે જાણો છો કે આ જગત્ પ્રભૂએ પોતાના રમણ માટે કર્યું છે. આ જગત્ નું કારણ પ્રભુ છે. જેમ કડાં કુંડલ વગેરે સોનું છે. તેમ આ ચિત્ર વિચિત્ર જગત્ રૂપ પ્રભુ જ બન્યા છે. આ જગત્ સત્ય છે. આ પ્રભુની જ સર્વ વસ્તુ છે. તેમાં આ જીવ અહંતા મમતા કરી મારું તારું કરે છે. તે અહંતા મમતાને સંસાર કહેવાય છે, તે સંસાર મિથ્યા છે. અસત્ય છે, દુઃખદાયી છે. જગત્ સત્ય છે. સંસાર અસત્ય છે. જગત્ પ્રભુથી થએલું હોવાથી પ્રભુરૂપ નિત્ય છે. સંસાર જીવની અહંતામમતાથી થએલો હોવાથી અનિત્ય છે. આ કારણથી આ પ્રત્યક્ષ દેખાતા જગતની સર્વ વસ્તુ પ્રભુની છે. તેમાં અહંતા કે મમતા કરવાનો તમારો હક નથી. કેટલાક આ જગત્ અને સંસારનો ભેદ સમજ્યા વગર જગત્‌ને ખોટું કહે છે. પરન્તુ જે જગત્ પ્રભુએ પ્રકટ કર્યું, તેને ખોટું કેમ

કહેવાય? જીવ તેમાં જે અહંતામમતા કરે છે તે સંસાર કહેવાય. તે ખોટો છે. જગત્‌ને ખોટું મિથ્યા કહેવાથી કંઈ જીવ જગત્‌ની મમતા ત્યજીશકતો નથી. પરન્તુ જીવ જ્યારે સમજે કે—આ જગત્‌ના સર્વ પદાર્થો પ્રભુના છે. તેમાં મારે અહંતામમતા મારું–તારું કરવાનો હક નથી. પ્રભુની વસ્તુ પ્રભુને જ સોંપવી. એમાં મારૂં નથી અને તારૂં પણ નથી, પ્રભુનું જ સર્વ વસ્તુ છે, આમ સમજવાથી જીવની અહંતા મમતા દૂર થાય છે. સહજ વૈરાગ્ય સ્ફુરે છે. સહેલાઇથી સંસારમાંથી મુક્ત થાય છે. અસત્ય સંસારમાં બંધાતો નથી. અને નિશ્ચિન્ત બને છે. એક માણસે ઘર ખરીદી લીધું. એટલે તેના કોઈપણ ભાગને નુકસાન થતાં તેની ચિન્તા વધી પડે છે. કેમકે પરસત્તા નિવૃત્તિ પૂર્વક સ્વસત્તાનું સ્થાપન તે ઘરમાં થયું. મારૂં ઘર એ શબ્દથી મમતાના સ્થાનરૂપ બન્યું. ઘર તો ત્યાંને ત્યાં જ છે. માલિકીપણું પોતાનું થયું. પુનઃ જ્યારે તે ઘરને વેચી દે છે, ત્યારે તે ઘરની માલિકીની મમતા દૂર થઈ. મમતા દૂર થતાં ચિન્તા દૂર થઈ, હવે તમે સમજ્યા કે મમતા—મારુંપણું માલિકીપણું દૂર થતાં તુરત ચિન્તા દૂર થઇ જાય છે. માટે તમે નિશ્ચય કરો કે આ સર્વ જગત્ પ્રભુની માલિકીનું છે. તમે પ્રભુને જ સોંપી દો. જે તમે તમારી વસ્તુ માનતા હો, તે ભૂલ સુધારી પ્રભુની છે એમ સમજો, તમારી સત્તા દૂર કરી પ્રભુની સત્તા સ્થાપો. એટલે ઘરનું માલકીપણું દૂર થતાં જેમ ઘરની ચિન્તા દૂર થઈ જાય છે, તેમ તમારી ચિન્તા દૂર કરવાને તમે કહો કે—પ્રભો? તમારી વસ્તુ છે તે તમોને સોંપું છું. હું તમારો દાસ છું, હું તમારો છું.—આ જ સહેલો ઉપાય છે. ઘરનો માલિક ઘરમાં રહ્યા છતાં તેને મોઢેથી મિથ્યા કહે કે માને, તેથી કંઈ ઘર સંબંધી મમતા ન્યૂન થતી નથી. પરન્તુ આ ઘર પ્રભુનું જ છે; પ્રભુના જ ઉપયોગ માટે છે, હું તો પ્રભુનો દાસ હોવાથી આ ઘરનો તદાજ્ઞાથી વહિવટદાર છું. માલક પ્રભુ છે. આમ સમજદાર વિચારશીલ માણસ તુરત મમતામાંથી મુક્ત થાય છે. નિશ્ચિન્ત બને છે.

# પાઠ ૪૬—સેવામાં પ્રતિબન્ધ.

આપણે ભક્તિમાર્ગના જીવો છીએ, ભક્તિરૂપી પુરુષાર્થ સિદ્ધ કરવો છે, ભક્તિમાં જો આપણે આ પ્રતિબન્ધ એટલે હરકતોને પહોંચી વળીએ તો જ સેવાનાં ત્રણ ફલ મળે. ભક્તિપાત્ર જીવના આગળ તો કામ કર્મ સ્વભાવ કોઈ બાધા કરવા સમર્થ નથી; પરન્તુ આરંભવાળાને હરકતો આવી પડે ત્યારે બિચારો ગભરાય છે. આ જીવની મુઝવણ દૂર કરવા વિવેક–ધૈર્યાશ્રય; અન્તઃકરણપ્રબોધ; નવરત્ન; સંન્યાસનિર્ણય વિગેરે ગ્રન્થોમાં શ્રીમદાચાર્યચરણે અનેક ઉપાયો દર્શાવ્યા છે. તેમ છતાં મહાન્ ત્રણ પ્રતિબંધ એવા છે કે–તે દૂર થઈ શકે, અને કેટલાક દૂર ન થઈ શકે એવા છે. માટે પુષ્ટિમાર્ગીયે તે પ્રતિબન્ધોનું સ્વરૂપ બરાબર સમજવું જોઈએ.




આ ત્રણે પ્રતિબન્ધ જે કારણથી ઉત્પન્ન થયા હોય તે કારણને જ પ્રથમ દૂર કરવાં. પરન્તુ જો તે હરકત પ્રભુને રાખવી જ હશે તો જીવનો ઉપાય નથી.

**ઉદ્વેગ**—કોઈ દુષ્ટ લોકોના સંગથી કે ભયથી કે આપણા પાપથી, બુદ્ધિ ચંચલ થતાં ઉદ્વેગ થાય છે. જેમ બળતા

ઘરમાં આપણે ન રહી શકીએ તેમ ભગવાન્ ઉદ્વેગવાલા અન્તઃ-કરણમાં ન જ બિરાજે. ઉદ્વેગથી સેવામાં ચિત્ત ન લાગે. ચિત્ત વિના કરેલી સેવાથી માનસી સેવા સિદ્ધ ન થાય. આ ઉદ્વેગને તજવો. તેને દૂર કરવા વારંવાર વિચાર કરી પ્રભુને કરેલું નિવેદન સંભારવું. જો પ્રભુને તે ઉદ્વેગ દૂર નહિ કરવો હોય તો ઉપાય નથી. સેવાના વિક્ષેપરૂપ જો ઉદ્વેગ પ્રભુ કરે તો સેવા ઉત્તમ રીતે ન થાય અને સેવાનાં ત્રણ ફલ ન મળે. પરન્તુ પ્રભુ સંબંધી ચિન્તા—વિરહ—તો ફળરૂપ છે.તે અત્યાજ્યછે.

**પ્રતિબન્ધ**—પ્રથમ સાધારણ પ્રતિબન્ધનો વિચાર કરીએ. સેવામાં આપણા વ્યવહારિક કાર્યોથી હરકતો ઉભી થાય છે. વૈદિક કાર્યોથી પણ વખતે સેવામાં પ્રતિબંધ આવે છે. સેવામાં પૂર્ણ આસક્તિવાલાને આ હરકત સહજમાં સમજાય એવી છે, આ લૌકિવૈદિક પ્રતિબન્ધોને બુદ્ધિથી તજવા, જેમકે—આપણા વ્યવહારનાં કાર્ય હોય તે સેવાથી બાકીના સમયમાં કરવાં, જે લગ્નાદિ પ્રસંગ આવે તો પણ આપણે તેને એવી રીતે ગોઠવવા કે સેવામાં હરકત ન આવે, માટે બુદ્ધિથી સમયક્રમ એવો ગોઠવવો કે સેવામાં પ્રતિબન્ધ ન આવે. વૈદિક કાર્યો કરવાનો સમય આવે તો પણ મન તો પ્રભુ તરફ જ રાખવું.

હવે ભગવત્કૃત પ્રતિબન્ધનો વિચાર કરીએ, ભગવાન્ ફલદાતા છે, એ જ જો પ્રતિબન્ધ કરે તો જાણવું કે ભગવાન્ ને ફલ આપવાની ઈચ્છા નથી. ભગવાને જેને પ્રતિબન્ધ કર્યો છે, એ માણસ બીજા દેવોની સેવા કરે તો તે પણ વ્યર્થ જ જાય. આવા જીવને આસુર જ માનવો. આવા માણસે જ્ઞાનમાર્ગમાં રહી ભગવાનના અક્ષરસ્વરૂપની ઉપાસના કરી શોક દૂર કરવો એ જ ઉત્તમ રસ્તો છે.

**ભોગ**—ભોગ લૌકિક અને અલૌકિક એમ બે પ્રકારનો છે. લૌકિક ભોગ વિચારીએ. ભગવાનના સમ્બન્ધ વગરની સર્વ કોઈ વસ્તુમાં આસક્તિથી સમ્બન્ધ થાય તે લૌકિક ભોગ કહેવાય. ભોગથી તનુજા સેવા નથી થઇ શકતી, ભોગ મનને ચંચલ કરી દે છે. ભોગી માણસને માનસી સેવા સિદ્ધ ન જ થાય, માટે લૌકિક ભોગ તજવા જ જોઇએ. ન તજાય તો ઘર તજવું, જો પ્રભુના સમ્બન્ધથી એટલે પ્રભુના સુખને માટે લાવેલા પદાર્થો, પ્રભુની પ્રસાદી કરી પછી ઉપયોગ કરીએ તો તે ભોગ બાધક નથી. આ ભોગ સેવાના તે ત્રણ ફલ પૈકી જે અલૌકિક સામર્થ્ય છે, તે ફલની અંદર ભોગ હોય છે. જો એ ભોગ મળે તો એથી વધારે મહદ્ભાગ્ય કયું હોઈ શકે? માટે લોકના ભોગ તજવા અલૌકિક ભોગ ફલરૂપ છે, માટે તે ફલ છે. આ પ્રમાણે ત્રણે પ્રતિબન્ધનાં સ્વરૂપ ધ્યાનમાં રાખવાં.

**પ્રશ્ન.** (૧) પ્રતિબન્ધ કેટલા? કેટલા કેવા ત્યાજ્ય? કેટલા કેવા અત્યાજ્ય?
(૨) ઉદ્વેગનું કારણ? (૩) પ્રતિબંધનું કારણ?
(૪) ભોગમાં કયો સારો કયો બાધક?
(૫) લૌકિક વૈદિક કાર્ય સેવામાં આવી પડે તો શું કરવું?

---

**સેવાનાં ત્રણ ફલ. (પાઠ ૪૭નું કોષ્ટક)**

| અલૌકિક સામર્થ્ય. | સાયુજ્ય. | સેવોપયોગી દેહ |
|---|---|---|
| (ઉત્તમ) | (મધ્યમ) | (ઉત્તમ અને મધ્યમકરતાં ઓછું સાધારણ) |

# પાઠ ૪૭—સેવાનાં ત્રણ ફલ.

શ્રીહરિરાયચરણ મહાનુભાવી હતા. શ્રીઠાકુરજી સહ વાર્તા વગેરેનો અનુભવ હોવાથી આપશ્રીને સેવાના ફલનો અનુભવ અધિક હતો. માટે સેવાફલગ્રન્થ ઉપર શ્રીહરિરાયજીની આજ્ઞા વિચારીએ.

આપણે પાછલ સાધનરૂપ તનુજા વિત્તજા અને ફલરૂપ માનસી, એમ ત્રણ પ્રકારની સેવાનો વિચાર કરી ગયા. તેમાં માનસી સેવાથી જે ફલ મલે છે, તે ત્રણ પ્રકારનું છે. (૧) અલૌકિક સામર્થ્ય (૨) સાયુજ્ય (૩) વૈકુણ્ઠાદિમાં સેવોપયોગી દેહ.

**અલૌકિક સામર્થ્ય**—પૂર્ણ ફલ આપવાને સર્વલીલા-યુક્ત પ્રભુ હૃદયમાં પ્રવેશ કરે છે, આ પ્રવેશ કરેલા પ્રભુનો અનુભવ કરવાને જે સામર્થ્ય આવે તે અલૌકિક સામર્થ્ય કહેવાય. આ સામર્થ્ય ધારણ કરવાને પરમકૃપાલુ ભગવાન્ જ ભક્તના શરીરને સમર્થ બનાવે છે. ત્યારે તેના શરીરમાં નવાપણું આવે છે. ગોપીજનોને લીલાસુખનો અનુભવ કરતાં કરતાં પ્રભુએ તેવું જ સામર્થ્ય આપ્યું કે—પોતાના સ્વરૂપનો અનુભવ તેમને નિર્વિઘ્ન થયો.

આપણા ઉપર પ્રભુ અનુગ્રહથી ફલદાન કરવાની ઇચ્છા કરે તો વ્યસન સુધી પહોંચાડી દે. આ દેહને સ્વવિયોગાગ્નિથી શુદ્ધ કરી દે. આ દેહ લૌકિક છે, તેને અલૌકિક બનાવી દે. તેમાં આ અલૌકિક સામર્થ્ય મુકે કે જેનાથી આપણે પ્રભુના આનન્દનો અનુભવ સુખે કરી શકીએ. ભલા આથી ઉત્તમ ફલ કયું હોય? આ ફલ પ્રમાણુથી ઉત્કૃષ્ટ છે, પ્રમેયસ્વરૂપ પ્રભુના હાથમાં છે.*

---

* આ અલૌકિક સામર્થ્ય એટલે પ્રભુના વિરહનો અનુભવ કરવાનું સામર્થ્ય. ભકતની અનિચ્છાએ પણ વિરહદુ:ખ ઉત્પન્ન કરી ભકતની તે દેહેન્દ્રિય વિગેરેમાં પોતાના સ્વરૂપને સ્થાપન કરે છે. અને તેનાથી જ તાપક્લેશાનન્દ પ્રાપ્ત થાય છે. રાસમણ્ડલમાં જે આવ્યાં હતાં તેમને આ લાભ મલ્યો. જે ઘરમાં રોકાયાં હતાં તેમને બીજું સાયુજ્ય ફલ મલ્યું.

**સાયુજ્ય.**—એ કહેવાય કે—જે ફલથી પ્રભુ સાથે જ હંમેશાં રહેવાનું મલે. પ્રભુએ જ્યારે વેણુદ્વારા ગોપીજનોને વનમાં રમણ કરવા બોલાવ્યાં. ત્યારે કેટલાંક ગોપીજનને તેમના સગા વિગેરેથી રોકાણ થયું. ગૃહની અંદર રોકાયાં. પ્રભુ વિના આ ભક્તો જરા પણ જીવી શકે એમ ન હતું. પ્રભુના અનહદ વિયોગથી તેમનાં પાપ અને પુણ્ય બળી ગયાં, પ્રભુએ તેમનો આ પંચમહાભૂતનો દેહ દૂર કર્યો, નવો અલૌકિક દેહ આપી તેમને પોતાનામાં જ રાખ્યાં, આ ભગવાન્‌માં જ રહેવાની સ્થિતિને આપણે સાયુજ્યરૂપી મધ્યમ ફલ કહીએ છીએ. પ્રભુ પુનઃ તે ભક્તોને જ્યારે લીલારસનો અનુભવ કરાવવા ઇચ્છા કરે છે ત્યારે પોતાનામાંથી પ્રકટ કરી બહાર રસનો અનુભવ કરાવી પુનઃ પોતાનામાં જ પધરાવી દે છે. એ સાયુજ્ય કહેવાય.

**વૈકુણ્ઠવિગેરેમાં સેવોપયોગી દેહ.**—જ્યારે પૂર્ણ અનુગ્રહ હોય તો પ્રભુ અલૌકિક સામર્થ્ય આપે કે સાયુજ્ય આપે. પણ સાધારણ અનુગ્રહમાં આ ત્રીજું ફલ મલે છે. આ ફલથી અલૌકિક સેવામાં સાક્ષાત્ સેવા છે તે નથી મલતી; પણ સાક્ષાત્ લીલારસનો અનુભવ કરનારની સાથે બેસવાનું મલે છે. જેમ ભગવાન્‌ના પ્રાકટ્ય વખતે પક્ષી મુનિજન મૃગ વિગેરે પરોક્ષ રીતે સેવાનો અનુભવ કરતાં હતાં, તેવું ફલ **વૈકુણ્ઠવિગેરેમાં સેવોપયોગી દેહ.** એ નામથી પ્રસિદ્ધ છે.

આ ત્રણ ફલ આપણે બરોબર સમજ્યા. આ ત્રણે ફલને કાલ બાધા કરી શકતો નથી, આ ત્રણે ફલ નિત્ય છેઃ અને તે જીવની કૃતિથી સાધી શકાય નહિ, પણ પ્રભુની કૃપાથી જ મલે છેઃ

**ભાગ ૧—સમાપ્ત.**

## અમારા તરફથી સંશોધિત મુદ્રિત થયેલાં પુસ્તકો

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | ષોડશગ્રન્થ વિસ્તૃત ટીકા | .... | .... | .... | ૧—૪—૦ |
| ૨ | નામરત્ન સંસ્કૃત ટીકા—ગુજરાતી | | .... | .... | ૦—૬—૦ |
| ૩ | સૌન્દર્યપદ્ય | ,, | ,, | .... .... | ૦—૨—૦ |
| ૪ | શિક્ષાશ્લોકી | ,, | ,, | .... .... | ૦—૧—૦ |
| ૫ | અન્તઃકરણપ્રબોધ | ,, | ,, | .... .... | ૦—૮—૦ |
| ૬ | ચતુઃશ્લોકી | ,, | ,, | .... .... | ૧—૧—૦ |
| ૭ | વૃત્રાસુરચતુઃશ્લોકી | ,, | ,, | .... .... | ૦-૧૨-૦ |
| ૮ | પુષ્ટિમાર્ગોપદેશિકા પાઠશાલા માટે | | .... | .... | ૦-૧૨-૦ |
| ૯ | પુષ્ટિસુધાકર | ,, | ,, | .... .... | ૦-૧૪-૦ |
| ૧૦ | શ્રીકૃષ્ણસ્તોત્રરત્નાકર ગુજરાતી | | .... | .... | ૦-૧૨-૦ |
| ૧૧ | શ્રીકૃષ્ણાશ્રય | | અલભ્ય | | વિનામૂલ્ય |
| ૧૨ | બ્રહ્મસંબંધ એટલે શું ? | | ,, | .... | ,, |
| ૧૩ | શ્રીકૃષ્ણશરણાષ્ટક<br>શ્રીવલ્લભશરણાષ્ટક } | | ,, | .... | ,, |
| ૧૪ | શ્રીયમુનાષ્ટક સંસ્કૃતટીકા—ગુજરાતી | | .... | .... | ૦—૮—૦ |
| ૧૫ | બાલબોધ | ,, | ,, | .... .... | ૧—૦—૦ |
| ૧૬ | વિવેકધૈર્યાશ્રય | ,, | ,, | .... .... | ૧—૦—૦ |
| ૧૭ | ભાગવતાર્થનિબંધ સાત્વણભંગ. | | | | છપાય છે. |
| ૧૮ | કલ્પતરુ ત્રૈમાસિક વર્ષ ૧ | | .... | .... | ૧—૪—૦ |
| ૧૯ | ભક્તિહેતુ સંસ્કૃત ટીકા—ગુજરાતી | | .... | .... | ૦—૮—૦ |

### મળવાનાં ઠેકાણાં:—

**મુંબઈ** મોટામંદિર ભૂલેશ્વર—ચુનિલાલ બુકસેલર.
**અમદાવાદ** લલ્લુભાઈ છગનલાલ રીચીરોડ ૧૧૦.
**મુંબઈ** ભૂલેશ્વર લાલાબાવા મંદિર.
**સુરત** મોટામંદિર.